૨૪૭૪

# ક્રિકેટ:

## તેની પુરતી સમજ

તથા

## સર્વે જાતના કાયદા સાથે.

ગુજરાતી ભાષામાં

તરજુમો કરી લખનાર—એક જુનો ક્રિકેટર.



મુંબઈ:

**પ્રગટ કરનાર જેહાંગીર બેજનજી કરાણી.**

પુસ્તકો પ્રગટ કરનાર, વેચનાર, તથા છાપનાર

"શ્રી સ્ટેન્ડર્ડ પ્રીન્ટીંગ પ્રેસ," નાં૦ ૧૭, તથા ૧૮,

પારસી બજાર.

૨૯૭૪

# ક્રિકેટ:

## તેની પુરતી સમજ

તથા

## સર્વે જાતના કાયદા સાથે.



ગુજરાતી ભાષામાં

તરજુમો કરી લખનાર-એક જુનો ક્રિકેટર.



મુંબઇ:
પ્રગટ કરનાર-જેહાંગીર બેજનજી કરાણી.
પુસ્તકો પ્રગટ કરનાર, વેચનાર, તથા છાપનાર
"ધી સ્ટેન્ડર્ડ પ્રીન્ટીંગ પ્રેસ," નં૦ ૧૭, તથા ૧૮, પારસી બજાર.

The youthful Yeomanry are in the field,—
Their tents are pitched, and every heart beats high
To join the friendly Strife ;-their Stoutest forts
Are Slender wickets ;-all their entrenchments,
A popping and a bowling-crease ; their weapons,
Bats ;-their ammunition, a brace of Balls,
In leathern and tight-fitting jerkins clad.

# સાંકળિયું.

# ક્રિકેટ.



ક્રિકેટ (દડાદાવ) ની રમત સઘળી ઈંગ્રેજી ઘરબાહરની રમતમાં સર્વથી ઉમદા રમતછે. તેમાં કૌવત, આંખની ચંચળાઇ, બગની ચપળતા અને વિદ્યા સંબંધી ચતુરાઇ એ બધા ગુણ જોઇએછે. તે ઉંચ અને નીચ; તવંગર અને ગરીબ, માટીડા અને છોકરા એ બધા રમેછે; બીજી કોઇ એવી રમત નથી કે જે બહાદુરી, સફાઇ અને તંદરોસ્તી આપનારા ગુણ ક્રિકેટની બરાબર ધરાવતી હોય.

ક્રિકેટનુ મુળ એટલે તે કયારથી શરૂ થઇછે તે વિષે તકરાર ચાલેછે અને હજુર સુધી કાંઇ નક્કી થયું નથી. કેટલીક સત્તા ઉપરથી માલુમ પડેછે કે તે હાલ એટલે ૧૭૭૦ માં થઇછે બીજાઓ તેનુ ખરૂં સાલ ૧૭૦૦ બતાવેછે અને રેવરંડ જે પૈ ક્રાફ્ત જેના મતને મોટુ માન ઘટેછે તે ખાતરી પૂર્વક કહેછે કે તે અસલના વખતથી એટલે ૧૩ મી સદીથી ચાલુછે જે વખતે તે "કલબબૉલ"ના નામથી રમાતી હતી. બેશક દડા અને લાકડીથી રમાતી ઘણી રમત આ વખતની પુશ્કળ અગાઉ રમાતી હશે એવું વિચારવું કેવળ સ્વભાવીકછે. ક્રિકેટ, હોકી. રાઉંનડરસ અને દડાથી રમાતી તરેહ તરેહની બીજી રમતો એકજ મુળમાંથી નિકળેલીછે.

એવું ધારવામાં આવે છે કે ઉવિકેટસ, અગાઉ બાર ઇંચ ઊંચી હતી અને પહોળાઇમાં બે ફુટ કરતાં ઓછી ન હતી અને કોઇ રમનારને સ્ટમ્પ આઉટ અથવા રન આઉટ કરવા-

૧

ને વાસ્તે ઊવિકેટ કીપરને સ્ટમ્પની વચ્ચે ખોદેલા એક મોટા ખાડામાં દડો મૂકવો પડતો હતો ત્યાર પછી સહેજ ફેરફાર થતાં થતાં તે હાલની સંપૂર્ણ હાલતમાં આવી.

ક્રિકેટ એક એવી રમત છે કે પદવીનો ફેર ન ગણતાં બધા માણસો ઊંચી કે નીચી પદવીના સાથે ભેગા મળીને એકજ મંડળીમાં રમે છે.

ક્રિકેટ તનદરોસ્તીની બાબતમાં ઘણીજ સરસ છે જેઓ ઘણો ખરો આખો દહાડો ઘણાજ કામમાં મચ્યા રહે છે, તેઓને શિઆળાની શીતળ સાંજે એક કલાક ક્રિકેટ રમવાના કરતાં તેઓના જીવને વધારે રમુજ આપનારૂં અને તેઓના શરીર સંબંધી અવયવોને વધારે તનદરોસ્તી ભરેલું બીજું શું છે. દરેક સ્નાયું કામમાં આવે છે, શરીરનું દરેક કાણું ખુલ્લું થાય છે, અને જે મહેનત થાય છે તેથી આખા શરીરને ફાયદો થાય છે. અને આપણા શરીર સંબંધી અને મન સંબંધી ભાગો વચ્ચે એવો સંબંધ છેકે બેજું જે માણસનો સર્વથી ઉમદા ભાગ કહેવાય છે તેને પણ તનદરોસ્તી અને ટેકો મળે છે. પણ આપણને જોઇને સંતોષ ઉપજે છે કે દહાડે દહાડે ક્રિકેટની રમત વધારે અને વધારે વધતીજ જાય છે. નિશાળ અને પાઠશાળાઓના ઘણા ખરા છોકરાઓ આ રમતમાં ભાગ લેછે અને હાલ મુંબાઇમાં ઇંગ્રેજો અને દેશીઓ વચ્ચે ઘણી ગમત આપનારી મૅચ થાય છે તેથી એ રમત જોવાને સઘળી જાતના લોકોની મોટી ઠઠ એકઠી થાય છે એટલુંજ નહીં પણ એ રમત રમવાની ઘણાંકમાં હોંસ અને ઇચ્છા ઉત્પન્ન થાય છે.

વળી એ રમતમાં ઝાઝો ખરચ થતો નથી અને જે મજા અને ફાયદા એ રમતમાંથી મેળવાએ છે તે સાથે સરખાવતાં તે ખરચ કાંઇજ નથી.

---

# બૅટ.

બૅટનું કદ લંબાઇમાં ૩૮ ઇંચ છે જેમાં ૨૫ ઇંચ "બ્લેડ" (એટલે પહોળા ભાગ)માં જાય છે અને ૧૩ ઇંચ હાથામાં જાય છે.

આથી વધારે મોટા બૅટ બનાવામાં આવતા નથી તો પણ રમનારની ઉંચાઇને માફક આવે એવાં તરેહ તરેહના નાના બૅટ બનાવામાં આવે છે. બૅટની પહોળાઇ ૪I ઇંચથી વધારે નહીં જોઇએ. આએ કાયદો ૧૭૪૫ માં કરવામાં આવ્યો હતો તેની અગાઉ બૅટના કદ વિષે કાંઇ કાયદો હતોજ નહીં. તેથી કરીને રમનાર બૅટની ઉંચાઇ અને પહોળાઇ એટલીતો વધારી મૂકતા કે તેથી કરીને ઘણી ખરી આખી ઉવિકેટ ઢાંકી નાંખતા.

૧૭૪૬ ની અગાઉ અજબ તરેહનાં બૅટ વપરાતાં હતાં જે પછવાડેથી વળેલા કાંઇક અસલના વખતની જમવાની છરીને મળતાં આવતાં હતાં. આવા નહી ફરી શકે એવા બૅટથી "બ્લૉક" કરવું ઘણું ખરૂં અશકય પડતું હતું, પણ જેમ જેમ બૉલિંગ સુધરતી ગઇ તેમ તેમ તેમાં કાંઇ ફેરફાર કરવાની જરૂર જણાઇ અને જોઇતા ફેરફાર કરવાથી બૅટ જેવાં હાલ વાપરવામાં આવેછે તેવાં કરવામાં આવ્યાં.

હાલ ચારથી વધારે જાતના બૅટ મળે છે. નેતરના હાથાનું બૅટ, જેના હાથામાં ત્રણ અથવા એક ઉવેલબોનની ચીપ હોય છે અને સાદા મૅચના બૅટ ઉવેલબોનની ચીપવાળા અને નેતરનાં હાથા વાળા બૅટમાં ખાસ ફાયદા હોય છે. જેને માટે મોટી રકમ ખરચવી પડે છે, તો પણ સાધારણ કામને માટે ૩ અથવા ચાર રૂપિઆનુ સાદુ મૅચ બૅટ જુવાન રમનારાઓને માટે બસ છે.

સઘળા જુવાન રમનારાઓના મન પર મારે સારીપેઠે ઠસાવવું જોઇએ તેઓના જોરના પ્રમાણ પ્રમાણેજ ભારે હલકું

બૅટ વાપરવું એ ઘણુંજ અગત્યનું છે. જો તેઓ એક ઘણું ભારી બૅટ વાપરે તો દડો બરાબર રમવાને જોઇતી ઝડપથી તે તેઓ ફેરવી શકશે નહીં, અને તેથી કરીને રમવાની આળસુ અને ધીમી ઢપ મેળવશે જે તેઓને તેમની આખી જીંદગી સુધી વળગી રહેશે. ઘણુંજ હલકું બૅટ પણ એમજ પ્રમાણે નુકસાનકારક છે. રમનાર એક ધીમો બૉલ પોતાની તરફ આવતો જોઇને તેને જોરથી મારવા જાયછે. જ્યારે તે "લોંગઓન"ના માથા ઉપરથી જવાને બદલે મિડવિકેટના હાથમાં મજાથી ઝીલઇ જાય છે. કારણ બૅટ હલકું હોવાથી તે દડાને ઘણે દુર મોકલી શકતું નથી.

---

## દડો.

ઘણોજ જુજ ફેરફાર થયો છે, તે સીવાય જ્યારથી ક્રિકેટે હાલનું કાંઇક રૂપ પકડયું છે ત્યારથી એક ઢપના એટલે હાલનીજ ઢપના દડા વપરાતા આવ્યા છે. હાલના વખતના કાયદા પ્રમાણે દડો ઘેરાવામાં ૯ ઇંચથી વધારે ન જોઇએ, અને વજનમાં પાા ઔંસથી વધારે અને સવા પાંચ ઔંસથી ઓછો ન જોઇએ. મૅચના દડાઓ હંમેસા ત્રણ સીવણના હોય છે અને ઘણુ કરીને ૩ાા થી તે ૪ રૂપિએ વેચાય છે. પણ સાધરણ રમતને વાસ્તે બે સીવણના દડા જે ઘણુ કરીને ત્રણ રૂપિએ મળે છે તે બસ છે અને મોઘા દડાના જેવીજ ગરજ સારે છે.

---

## સ્ટમ્પ્સ.

ક્રિકેટના કોઇ પણ ઓજાર કરતાં સ્ટમ્પ્સમાં છેલા ૧૫૦ વરસ થયાં વધારે ફેરફાર થયો છે. પહેલવહેલાં સ્ટમ્પ્સ



"બૉલ."



"બૅટ."



"સ્ટમ્પ્સ."

બે હતી. અને માત્ર બાર ઈંચ ઉંચી હતી અને ત્રીજી જેની લંબાઇ ૨ ફુટ હતી તે તેમના પર આડી મુકવામાં આવતી હતી.

૧૭૮૦ના વરસમાં બે સ્ટમ્પ્સ વચ્ચેની પહોળાઇ ઓછી કરીને ૬ ઇંચી કીધી હતી. અને તેજ વખતે એક "બેલ" દાખલ કરવામાં આવી હતી. ૧૭૮૧ એક ત્રીજી સ્ટમ્પ જોડવામાં આવી અને ઊવિકેટસની ઉંચાઇ વધારીને ૨૨ ઇંચ કીધી. ત્રીજી સ્ટમ્પ ઉમેરવાનુ કારણ એ કે લમ્પી નામનો તે વખતનો પ્રખ્યાત બૉલરનો બૉલ ત્રણ વખત તે સ્ટમ્પ્સની વચ્ચે નીકળી ગયો. આએ એક બૉલરને માટે ઘણુ ગેરવાજબીછે એવું વિચારવામાં આવ્યું અને તેને વધારે સારી જોગવાઇ આપવાને માટે સ્ટમ્પની સંખ્યા વધારવાનો ઠેરાવ કીધો.

૧૮૧૪ માં ઉવિકેટસની ઉંચાઇ ૨૬ ઈંચિ સુધી વધારી અને પહોળાઇ ૮ ઈંચિ સુધી વધારી અને ૧૮૧૭માં લંબાઈમાં એક બીજી ઈંચિ વધારી એ અને બેલના બે ભાગ કીધા એજ છેલ્લા ફેરફાર થયાછે.

ઘણી ખરી મોટી કલબમાં વળી કેટલીક જાળીઓ હોય છે જે રોજની રમતની વખતે લોંગસ્ટોપની મહેનત અને વખત બચાવાને માટે ઊવિકેટની પછવાડે ઉભી કરવામાં આવેછે. એ જાળીનાં દોરડાં અને લાકડી મળીને ૧૦ રૂપિઆ ખરચ થાયછે. વળી ઉવિકેટના વચ્ચેનો તફાવત આપવાને ૨૨ યાર્ડ લાંબી એક સાંકળ રાખવાની જરૂર છે. અને બૉલિંગ અને પૉપિંગ ક્રીસની લંબાઇ પહોળાઇ માપવાને એક ચોકઠું રાખવાની પણ અગતછે. મૅચની વખતે રન કેટલા થયાછે તે જણાવાને એક ટેલીગ્રાફ બોર્ડ, એક તંબુ અને નાના નાના ડજન વાવટા જેથી કરીને જોઇતી જગા ઘેરી લેવાય કે જેથી કરીને જોવા આવનારાઓ છેક અંદર ઘુસી નહીં આવે અને રમતમાં અડચણ નહીં કરે.

---

## પોશાક.

જુવાન રમનારાઓએ રમતી વખતે કેવો પોશાક પહેરવો તે વિષે ઘણીજ સંભાળ રાખવી જોઇએ. સર્વથી સારો અને લાયક પોશાક એ છે કે એક સફેત ફલેનલનું પાટલુન, સફેત ફલેનલનું ખમીસ અને તડકો નહીં લાગે માટે એક મોટી ગોળ ટોપી. તે સાથે જોકે તેની તદન અગત નથી તોપણ જો સફેત બુટ તેની તળીએ જોઇતા "સ્પાઇક્સ" ઘાસવાળી જમીન ઉપર પગ સરી નહી જાય તે માટે ખીલા જેવા આવેછે, તે હોયતો સારૂં.

---

## પૅડસ અથવા ગાર્ડસ.

પૅડસ અથવા ગાર્ડસ રમતી વખતે દડો પગ પર લાગે નહીં માટે પગના બચાવ ખાતર બનાવેલાં હોયછે. તે જ્યારથી રાઉન્ડ હેન્ડ બૉલિંગ દાખલ કરવામાં આવી ત્યારથી વાપરવામાં આવેછે. અને હાલના વખતમાં તે વગર રમવું એ ખરેખર મુશ્કેલ કામ છે. તે બે ત્રણ જાતના થાયછે તેમાં સરસ જેને બે ચામડાના પટાઓ હોયછે અને જેને થોડે થોડે દુર કાણા હોયછે, જેથી કરીને રમનાર જોઇએ તેટલું ખેંચીને મજબુત બાંધી શકે.

---

## બૅટિંગ ગ્લવઝ.

આ મોજાને હમણા હથેલી તરફનો ભાગ રાખ્યા વગર બનાવામાં આવેછે જેથી કરીને રમનાર જો તેની હથેલી મોજાંથી ઢંકાયલી હોય તેના કરતાં વધારે મજબુત રીતે બૅટ પકડી શકેછે. બેઉ હાથપર જુદે જુદે ઠેકાણે રબર મુકવામાં આવે છે મુખ્ય કરીને ફેર બે અંગુઠા પર જોવામાં આવશે. ડાબો અંગુઠો જે બૅટના હાથાની હંમેશાં પછવાડે આવે છે તેને કાંઇ બચાવની જરૂર નથી, પણ ડાબા હાથનો પાછલો ભાગ

જે બૉલરની સામે આવે છે તે રબરના અર્ધ વર્તુલથી ઢંકાયલો છે. અને જમણા હાથના આંગળાં કરતાં તેના આંગળાંપર રબરની પટીઓ લાંબી હોય છે. જેઓ બૅટિંગ ગ્લવઝ વાપરવાની સામે હોય તેઓ એવું કહે કે તેથી કરીને દડો તેને લાગીને ઉછળે છે અને રમનાર ઝીલાઇ જાય છે. જો કે આ વાત ખરી છે તો પણ એવુ કદાચજ બને છે. જો દડો ઘણા જોરથી તેને લાગીને હવામાં ઉંચે જાય અને રમનાર ઝીલાઇ જાય તો એવું શું બનવા જોગ નથી કે જો આંગળાંના બચાવમાં મોજુ નહીં હતે તો તે જોરના દડાથી આંગળાં ભાગી ગયાં હોત.

---

## ઉવિકેટ કીપીંગ ગ્લવઝ.

આ મોજાં વગર ઉવિકેટ સારી પેઠે રાખવાને તજવીજ કરવી એ મૂર્ખાઇ ભરેલુ છે તેટલા માટે જુવાન રમનારાએ મોજાં વગર એ કામ કરવાને ઉલ્લડ થવું ન જોઈએ. ડાબું અને જમણુ મોજું એક સરખું આવે છે તેથી તેનો પાછલો અને આગલો ભાગ દેખાડવાને માટે તે બે રીતમાં પાડેલું છે.

કેટલાકને હંમેશાં રન માંડવાને માટે છાપેલા તાવ નહી ખરીદવાને બને તેટલા માટે એક તેનો (પાછલ આકૃતિ જુઓ) નમુનો આપ્યો છે કે જેથી એક કાગળના તાવ પર લીટી દોરી તે પ્રમાણે કરવાને અડચણ નહી પડે.

---

## ક્રિકેટના કાયદા.

નીચે લખેલા કાયદા પ્રમાણે ક્રિકેટની રમત સઘળે ઠેકાણે રમવામાં આવે છે. મેરિલીબોન કલબ જેની આ રમતમાં હંમેશાં મોટામાં મોટી સત્તા ગણાય છે તેઓથી આ કાયદા હાલમાં ફરીથી તપાસી સુધારવામાં આવ્યા છે.

૧) દડો વજનમાં પાા ઔંસથી ઓછો અથવા પાા ઔંસથી વધારે ન જોઇએ. ઘેરાવામાં તે ૯ ઇંચથી ઓછો અથવા ૯ા ઇંચથી વધારે ન જોઇએ દરેક (ઇનિ-ગઝ)ની શરૂઆતમાં દરેક બોરડુવાલા પાસે નવો દડો જોઇએ, તોપણ દરેક ઇનિંગ્ઝ વખતે નવો દડો કાહડવાનો રેવાજ નથી. મેચમાં એક નવો દડો હોય તો બસ.

૨) બૅટ સર્વેથી પહોળા ભાગમાં ૪ા ઇંચ કરતાં વધારે ન હોવું જોઇએ; તે લંબાઇમાં ૩૮ ઇંચ કરતાં વધારે ન હોવું જોઇએ.

૩) સ્ટમ્પ્સ ત્રણ જોઇએ અને જમીનની બહાર ૨૭ ઇંચ જોઇએ; બેલઝ લંબાઇમાં ૮ ઇંચ હોય છે; સ્ટમ્પ્સ એક સરખી અને પુરતી જાડાઇની હોવી જોઇએ કે જેથી કરીને તેમાંથી દડો પસાર થઇ શકે નહીં.

૪) બૉલિંગ ક્રિસ સ્ટમ્પ્સની સાથે સીધી લીટીમાં હોવી જોઇએ અને ૬ ફુટ ૮ ઇંચ લંબાઇમાં હોવી જોઇએ, સ્ટમ્પ્સ વચ્ચોવચમાં ૮ ઇંચ અને તેની દરેક બાજુએ ત્રણ ત્રણ ફુટ બૉલિંગ ક્રિસ હોવી જોઇએ, એ બૉલિંગ ક્રિસને દરેક છે-ડે બૉલર તરફથી કાટખૂણે એક રીટર્ન ક્રિસ હોવી જોઇએ.

૫) પૉપિંગક્રિસ ઉવિકેટ (સ્ટમ્પ્સથી) ૪ ફુટને છેટે અને તેની સમાંતરે હોવી જોઇએ. લંબાઇમાં તેનો છેડો નથી પણ બૉલિંગક્રિસ કરતાં ઓછી પાડવી જોઇએ જેથી કરીને બૅટસ્‌મેન જ્યારે દડો નાખવામાં આવે ત્યારે તે તેને લાગે નહીં તે માટે તેથી તે દુર રહી શકે.

૬) ઉવિકેટસ એક એકની સામાસામી અમ્પાયરે ૨૨ વારને છેટે દાટવી જોઇએ.

૭) એક મૅચ રમતી વખતે બેમાંની એક ટોળીને બી-જાની સમ્મતી વગર રોળ ફેરવ્યાથી, પાણી સીચ્યાથી, મટોડું

# *Cricket Match, at........between Eleven of............and Eleven of...........*

FIRST INNINGS.

| Order of going in. | Striker. | How out. | Figures as scored. | Bowler. | Total. | Remarks. |
|---|---|---|---|---|---|---|
| 1. | J. Jones | c Brown. | 1 2 2 1 1 | | 8 | |
| 2. | F. Thompson. | | 1 1 1 4 | | | |
| 3. | | | | | | |
| 4. | | | | | | |
| 5. | | | | | | |
| 6. | | | | | | |
| 7. | | | | | | |
| 8. | | | | | | |
| 9. | | | | | | |
| 10. | | | | | | |
| 11. | | | | | | |
| | Byes. | | | | | |
| | Leg-Byes. | | | | | |
| | Wide Balls. | | | | | |
| | No Balls. | | | | | |

Runs at the fall of each Wicket: 1 for 15.. [illegible] 9 for... 10 for...

| Name and No. of Bowler | No. of No Balls. | No. of Wide Balls | Total Runs. | Maiden Overs | No. of Wick. Bowled | [illegible] | Name and No. of Bowler | No. of No Balls | No. of Wide Balls | Total Runs | Maiden Overs. | No. of Wick. Bowled | No. of Balls |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | | | | | | | |
| | | | | | | | | | | | | | |
| | | | | | | | | | | | | | |

પુરવાથી, ઘાસ કાપ્યાથી અથવા ઠોકવાથી જમીનમાં ફેરફાર કરવાનો કાયદો નથી પણ જો જે ટોળી બૅટિંગમાં આવવાની હોય તે જો કાંઇ વાંધો ન કહાડે તો દરેક ઈનિંગઝ સરૂઆતમાં જમીન વાળી શકાય અથવા તે ઉપર રોલ ફેરવી શકાય. આ કાયદાની મતલબ એ નથી કે રમતની વખતે બૅટર જ્યાં ઉભો હોય તેની પાસેની જગા પોતાના બૅટથી ઠોકી સીધી કરી શકે નહીં. અથવા બૉલર જમીન ભીની હોય ત્યારે પોતાની જગા પાસેના ખાડા વેરથી પુરી ન શકે.

૮) વરસાદ પછી બન્ને ટોળીના એકમતથી ઉવિકેટની જગા બદલી શકાય.

૯) બૉલિંગ ક્રિસની પછવાડેની રીટર્ન ક્રીસની અંદરની જગા ઉપર એક પગ રાખીને બૉલરે બાલ કરવા જોઇએ અને ઉવિકેટ બદલ્યાની અગાઉ ચાર બૉલ કરવા જોઇએ અને બૉલરને માત્ર એક ઇનિંગઝમાં બે વાર ઉવિકેટ બદલવા દેવામાં આવશે. એક દહાડાની મૅચમાં હમેશાં પાંચ બૉલ કીધા પછી ઓવર કરવામાં આવે છે.

૧૦) બૉલ કરવા જોઇએ, જો બૉલ ફેંકે અથવા નાખે તો અમ્પાયર "નો બૉલ" કરશે.

૧૧) જે ઉવિકેટ તરફથી બૉલર બૉલ કરતો હોય તે ઉવિકેટ તરફના બૅટરે જે ઉવિકેટની બાજુએ બૉલર કહે તે બાજુએ ઉભુ રેહેવું જોઇએ.

૧૨) જો બૉલર એવી રીતે બૉલ કરે કે તે બૅટસમૅનના હાથ ન પહોંચે એટલે ઊંચેથી તેના માથા ઉપરથી જાય અથવા એટલો બૉલ આડો જાય કે તેનાથી તેને પહોંચી ન શકાશે એવું જો અમ્પાયરના વિચારમાં આવે તો પુછયાથી અથવા પુછયા વગર જે ટોળી દાવ લેતી હોય તે ટોળીના રનમાં એક વધારે ઉમેરવાને તે કહેશે. અને તે રન "ઉવાઇડ બૉલ" તરીકે લખવામાં

આવશે. એવા બૉલો ચાર અથવા પાંચ બૉલમાંના એક તરીકે ગણવામાં આવશે નહીં. પણ જો બૅટસમૅન કોઇપણ રીતે તે બૉલની પહોંચમાં જઇ શકે તો તે રન ગણવામાં નહીં આવશે.

૧૩) જો એક બૉલર એક "નો બૉલ" કરે અથવા "ઉવાઇડ બૉલ" કરે તો બૅટસમેનથી જેટલા રન લેવાઇ શકાય તેટલા લઇ શકે અને રન આઉટ સિવાય બીજી રીતે આઉટ કરી શકાય નહીં. પણ હરકોઇ બીજી રીતે રન ન લેવાઇ શકાય તો "નો બાલ" અથવા "ઉવાઇડ બૉલ" કરયાથી એક રન "નો બૉલ" અથવા "ઉવાઇડ બૉલ" જે થયો હોય તે પ્રમાણે તેમાં એક રન ઉમેરી શકાય. જો બૅટસમેનના પોશાકને અથવા તેના હાથ સિવાય તેના શરીરને દડો લાગ્યાથી આડો જયાથી એક રન મળે તો તે રન અમ્પાયર "લેગ બાઇ"માં ઉમેરવા કહેશે.

તોપણ જો બૅટસમૅન "નો બૉલ" અથવા "ઉવાઇડ બૉલ"ની બે અથવા વધારે બાઇસ કરે તો બે અથવા વધારે બાઇસ ઉવાઇડ તરીકે ફક્ત લખી ગણવામાં આવે છે (ઘણાંક જુવાન રમનારાઓને "ઉવાઇડ બૉલ"ની એક બાઇ કરવાની ટેવ હોય છે પણ તે વિચારતા નથી કે ઉવાઇડ બાલનો એક રન તો મળી ચુકો અને જો તેઓ એક બાઇ દોડવા જાય તો વધારે કાંઇ પણ લાભ હાંસલ કર્યા વગર તેઓ રન આઉટ થવાની વાસ્તીમાં રહે છે.)

૧૪) દરેક ઇનિંગઝની શરૂઆતમાં અમ્પાયર "પ્લે" કરીને બોલશે તે વખતથી તે દરેક ઇનિંગઝની આખેરી સુધી કોઇ પણ બૉલરને ટ્રાયલ બૉલ કરવા દેવામાં આવશે નહીં. આએ કાયદો કદાચજ અમલમાં લાવવામાં આવે છે કારણ કે દરેક નવા બૉલરને ઘણુકરીને ત્રાયલ બૉલ કરવા દીધામાં આવે છે જોકે તેને ઉવિકેટ આગળ કરવા દેવામાં આવતો નથી.

૧૫) જો બેમાંની એક બેલ બૉલ કરયાથી પાડી નાખ-

વામાં આવે અથવા એક સ્ટમ્પ જમીનમાંથી કહાડી નાખવામાં આવે તો તે રમનાર આઉટ થાય છે.

૧૬) અથવા જો બૉલ બૅટના ફટકાથી અથવા હાથને લાગ્યાથી (પણ હાથાના કાંડાં નહીં) જમીનને લાગ્યા વગર ઝીલાય તો તે રમનાર આઉટ થાય છે પણ તે બૉલ ઝીલનારના શરીરને લાગે તો ફીકર નહી.

૧૭) અથવા જો ફટકો મારતી વખતે અથવા દડો રમતમાં ચાલુ હોય તે વખતે રમનારના બંને પગ પૉપિંગ ક્રિસથી અલગ હોય અને જો તેનુ બૅટ પૉપિંગ ક્રિસની અંદર મુકયું ન હોય અને તેની ઉવિકેટ નાખી દીધી હોય તો તે રમનાર આઉટ થાય છે.

૧૮) અથવા જો ફટકો મારતી વખતે તે ઉવિકેટને મારે તો તે રમનાર આઉટ થાય છે.

૧૯) અથવા જો દોડવાના અથવા હરકોઇ બીજા બાહાનાથી એમાંનો એક પણ રમનાર દડો ઝીલવામાં અટકાવ કરે તો તે દડો મારનાર આઉટ થાય છે.

૨૦) અથવા જો દડાને એક વાર ફટકો માર્યો હોય અને જો તે જાણી જોઇને તેને ફરીથી મારે તો તે રમનાર આઉટ થાય છે (આની મતલબ એમ નહીં કે પુરતા જોરથી બ્લૉક નહીં થયાથી જો દડો અંદર ઘુસતો હોય તો તે રમનાર પોતાની ઉવિકેટ આગળથી દડો બહાર ખસેડી કાહાડવાને દડાને મારી શકે નહીં.)

૨૧) અથવા જો રન કરતી વખતે રમનાર હાથમાં બૅટ સુદ્ધાં પોતાના બૅટ અથવા પોતાના શરીરનો કોઇ ભાગ પૉપિંગ ક્રિસની ઉપર મુકે તેની અગાઉ હાથમાં બૉલ લઇને દડો નાખવાથી ઉવિકેટ નાખી દેવામાં આવે તો તે રમનાર આઉટ થાય છે પણ જો બંને બૅટ પડી ગઇ હોય તો એક સ્ટમ્પ જમીનમાંથી ઉખેડી નાખવી જોઇએ.

૨૨) અથવા રમનારના પોશાકના કોઇ પણ ભાગથી ઉવિકેટ પડી જાય તો તે રમનાર આઉટ થાય છે.

૨૩) અથવા જો દડો રમતમાં હોય તે વખતે રમનાર સામેની ટોળીની અરજ વગર દડાને હાથ લગાડે અથવા દડો ઉંચકે તો તે રમનાર આઉટ થાય છે.

૨૪) અથવા જો રમનાર પોતાના શરિરના કોઇપણ ભાગથી દડો અટકાવે, જે બૉલર તરફની ઉવિકેટ આગળના અમ્પાયરના વિચારમાં એવું કે આવે ત્યાંથી સીધી લીટીમાં રમનારની ઉવિકેટ આગળ જઇને તેને લાગતે તો તે રમનાર આઉટ થાય છે.

૨૫) જો દોડતી વખતે બેઉ રમનારા એકબીજાને પસાર કરી ગયા હોય તો જે ધણીએ જે ઉવિકેટ પાડી નાખી હોય તે તરફ, દોડતો હોય તેજ આઉટ થાય છે.

૨૬) દડો ઝીલ્યો હોય તો જે રન થયા હોય તે ગણવામાં આવતા નથી.

૨૭) જો કોઇ રમનારને "રન આઉટ" કરવામાં આવે તો જે રન તે અને તેનો સાથી કરવાની કોશીસ કરતા હતા તે ગણવામાં આવતો નથી.

૨૮) બૉલ ખોવાઇ ગયો એ માલમ પાડવામાં આવે તો તે દડો રમનારને ૬ (છ) રન મળે છે પણ દડો ખોવાઇ ગયો એમ બોલ્યા આગમજ ૬ (છ) કરતાં વધારે રન કીધા હોય તો જેટલા રન કીધા હોય તેટલાજ રન તે દડો મારનારને મળે છે.

૨૯) દડો "ઉવિકેટ કીપર" અથવા બોલનારના હાથમાં બરાબર ઠરયા પછી તે દડો મુએલો ગણાય છે, પણ જ્યારે બૉલર બૉલ કરવા જતો હોય તે વખતે તેની ઉવિકેટ તરફનો રમનાર એવો દડો ખરેખર કરયાની અગાઉ પૉપીંગ ક્રિસની

બહાર જાય તો તેજ બૉલર તેને આઉટ કરી શકે. પણ ૨ ૧મ કાયદા પ્રમાણે તે રમનાર પોતાના હાથમાં પકડીને પોતાનું બૅટ અથવા પોતાના શરીરનો કોઇપણ ભાગ પૉપિંગ ક્રીસમાં મુકે તો તે આઉટ થતો નથી.

૩૦) સામેની ટોળીના અનુમત વગર બીજો રમનાર અંદર રમવા આવ્યા પછી પહેલા રમનારથી પોતાની ઉવિકેટ છોડી જવાય નહીં અને પોતાનો દાવ પૂરો કરવાને પાછું અવાય નહીં.

૩૧) સામી ટોળીના અનુમત વગર કોઇપણ બાબતમાં કોઇ પણ બદલીને બીજા માણસને બદલે ઉભો રહેવા અથવા ઉવિકેટની વચ્ચે દોડવા દેવામાં આવશે નહીં અને જો કોઇ માણસને બીજાને બદલે દોડવા દેવામાં આવે તો જ્યારે દડો રમતમાં હોય ત્યારે જો ૧૭માં અને ૨૧માં કાયદામાં કહ્યા પ્રમાણે જો તે રમનાર અથવા તેનો બદલી, બેમાંથી એક પણ, પૉપિંગ ક્રીસની બહાર હોય તો તે રમનાર આઉટ થાય છે.

૩૨) સઘળી બાબતમાં જ્યારે એક બદલી આપવામાં આવે ત્યારે કિયા માણસે બદલી તરીકે કામ કરવું અને તેણે કઇ ફિલ્ડ અથવા જગા સાચવવી તે વિષે પણ સામેની ટોળીનું અનુમત મેળવવું જોઇએ.

૩૩) જો કોઇપણ ફિલડપર ઉભો રાખેલો માણસ દડાને પોતાની ટોપીથી અટકાવે તો દડો મુએલો ગણાશે અને સામેની ટોળીનાં રનમાં પાંચ ઉમેરવામાં આવશે ને જો કાંઇ રન કરવામાં આવ્યા હોય તો બધા મળીને માત્ર પાંચજ મળશે.

૩૪) ઉવિકેટ કીપરે સ્ટમ્પ આઉટ કરવાને માટે જ્યાં સુધી દડો ઉવિકેટને પસાર કરી બહાર નહીં આવે ત્યાં સુધી દડો પકડવો નહીં. તેણે જ્યાંસુધી દડો બૉલરના હાથમાંથી બહાર જાય ત્યાંસુધી હાલવું નહીં તેણે કોઇ પણ પ્રકારના ઘોંઘા-

ટથી રમનારને અડચણ કરવી નહીં અને જો તેના શરીરનો કોઇ પણ ભાગ ઉવિકેટની ઉપર અથવા અંદર હશે અને જોકે દડો ઉવિકેટને લાગે તો પણ તે રમનાર "નૉટ આઉટ" એટલે આઉટ થશે નહીં.

૩૫) દડો મારયા પછી રમનાર પોતાની ઊવિકેટ પોતાના બૅટથી અથવા ૨૩મો કાયદો નહીં તોડાય એવી રીતે પોતાના હાથ સિવાય પોતાના શરીરના કોઇ પણ ભાગથી બચાવી શકે.

૩૬) અમ્પાયર વાજબી અને ગેરવાજબી રમતનો માત્ર ચુકાદો કરનાર છે. અને સઘળા વાંધાનો પોતાની ઉવિકેટ તરફના દરેક અમ્પાયરથી નિવેડો કરવામાં આવશે પણ દડો ઝીલાય તે બાબતમાં જો જે બાજુએથી દડો ફાંધો હોય તે બાજુનો અમ્પાયર પોતાનો ચુકાદો આપવાને પુરતી રીતે બરાબર નહીં જોઇ શકે તો તે બીજા અમ્પાયરને અરજ કરે જેના મતથી નિવેડો આવવો જોઇએ એટલે તેના મત સામે વાંધા થઇ શકેજ નહીં.

૩૭) સઘળી મૅચમાં અમ્પાયરે ઉવિકેટ બરાબર દાટવી જોઇએ અને બેઉની ટોળીના કયા ને કોણે પહેલા દાવ લેવા જવું તે વિષે રૂપિઓ અથવા કાંઇ બીજો સિક્કો ઉછાળી નક્કી કરવું જોઇએ. દરેક ટોળીએ પહેલો દાવ લીધા પછી અમ્પાયરે ઉવિકેટ બદલવી જોઇએ.

૩૮) અમ્પાયરે એક આઉટ થયા પછી બીજાને અંદર આવવાને બે મિનિટ આપવી જોઇએ. અને બધાનો દાવ પુરો થયા પછી બીજી ટોળીને અંદર આવવાને દશ મિનિટ આપવી જોઇએ. જ્યારે અમ્પાયર "પ્લે" કરીને કહે અને જે ટોળી રમવાને ના કહે તો તે ટોળી હારી ગયલી કહેવાય.

૩૯) સામેની ટોળીમાંનાઓને પુછયા વગર અમ્પાયરથી કોઇ પણ રમનારને બહાર જવાને હોકમ કરી શકાય નહીં.

૪૦) પણ જો કોઇ બૉલરનો પગ જ્યારે તે બૉલ કરતો હોય ત્યારે બૉલિંગ ક્રિસની પછવાડે અને રીટર્ન ક્રિસની અંદરની જમીન પર ન હોય તો તેની ઉવિકેટ તરફના અમ્પાયરે વગર પુછવે "નો બાલ" કહેવું જોઇએ.

૪૧) જો એમાંનો એક રમનાર "શૉર્ટ રન," એટલે જોઇએ તે કરતાં ટુંકો રન, કરે તો અમ્પાયરે "શૉર્ટ રન" ટુંકો રન કરીને બુમ પાડવી જોઇએ (તે રન અલબત્તાં ગણવામાં આવશે નહીં.)

૪૨) કોઇ પણ અમ્પાયરને સરત મારવા દેવામાં આવશે નહીં.

૪૩) ૪૨મો કાયદો તોડે તે સિવાય કોઇ પણ અમ્પાયરને બેઉ ટોળીના એક વિચાર વગર મૅચની વખતે બદલાય નહીં અને જો ૪૨મો કાયદો તોડે તો તે તોડનારને બેમાંની એક પણ ટોળી કાઢી મૂકી શકે.

૪૪) ચાર અથવા પાંચ બૉલ કીધા પછી અમ્પાયરે "ઓવર" કરીને કહેવું જોઇએ પણ જ્યાંસુધી દડો ઉવિકેટ કીપર અથવા બૉલરના હાથમાં બરાબર આવી ઠરે નહીં ત્યાં સુધી તેણે "ઓવર" કહેવું નહીં અને ત્યારે તે દડો મુએલો ગણાશે પણ જો એવો વિચાર આવે કે બેમાંનો એક રમનાર આઉટ છે તો બીજો દડો કરયાની અગાઉ પુછવું જોઇએ અને બીજો દડો કરયા પછી પુછવું નહીં.

૪૫) દડો કીધો કે તરતજ "નો બૉલ" કહેવાને અને દડો જેવો મારનારની આગળથી જાય તેવોજ તરતજ "ઉવાઇડ બૉલ" કહેવાને અમ્પાયરે મુખ્યત્વે કરીને સંભાળ રાખવી જોઇએ.

૪૬) જે ટોળી બીજી અંદર ગઇ હોય તે ટોળીના રમનારાઓએ જો પોતાના હરીફો કરતાં ૮૦ રન ઓછા કીધા

હોય તો તે ટોળીના રમનારાઓને ફરીથી અંદર જવું પડશે. પણ માત્ર એકજ દાહાડાંની મૅચમાં ૮૦ ને બદલે જો ૬૦ ઓછા કીધા હોય તો તે ૬૦ ઓછા કરનાર ટોળીના રમનારને પાછું અંદર જવું પડશે.

૪૭) જ્યારે રમનારમાંનો એક આઉટ થાય ત્યારે જ્યાં સુધી બીજો અંદર આવે ત્યાં સુધી કોઇ માણસને બૅટ વતે રમવા દીધામાં આવશે નહીં.

મૅરિલીબોન કલબની કમિટિ એવી ખાએસ રાખે છે કે એક મૅચની સરૂઆતની અગાઉ દરેક બોરડુવાળામાંના એકને મેનેજર (કારભારી) ઠેરવવો જોઇએ અને બદલી વિશેના નવા કાયદા વાજબી રીતે અને એક બીજાના અનુમતથી અમલમાં લાવવા જોઇએ. તેઓની એવી ઇચ્છા છે કે સઘળા વાજબી કારણપર બદલી આપવી જોઇએ અને અમ્પાયરે સામેની બાજુના મેનેજરના અનુમતથી થયું છે કે નહીં તે વિષે તપાસ કરવી જોઇએ.

એવી ફરીઆદ કરવામાં આવે છે કે બરાબર ઉભા રેહેવાઇ શકાય તેટલા માટે કેટલાક રમનારામાં ઉવિકેટ આગળ ખાડા પાડવાની ચાલ છે તે અટકાવાને માટે કમિટિનો એવો વિચાર છે કે અમ્પાયરનેજ સત્તા આપવી જોઇએ.

---

## સિંગલ ઉવિકેટના કાયદા એટલે એકજ ઉવિકેટ તરફથી દાવ લે તેના કાયદા.

૧ જ્યારે એક બાજુએ પાંચ કરતાં ઓછા રમનાર હોય ત્યારે " ઑફ " એટલે સ્લીપની સ્ટમ્પ તરફથી અને લૅગની સ્ટમ્પ તરફથી દરેક બાજુએથી સીધી લીટીમાં ૨૨ વારને છેડે હદ બાંધવામાં આવેછે.

૨ ફટકો મારનારને એક રન મેળવવાને માટે આ હદની અંદર દડો મારવો જોઇએ પણ જો તે બૉલર તરફની સ્ટમ્પને અથવા બૉલિંગ ક્રિસને અથવા બૉલરના શરિરને પોતાનું બૅટ નહીં લગાડે અથવા બૉલિંગ સ્ટમ્પ અથવા ક્રિસથી દુર નહીં જાએ અને ૨૧ માં કાયદા પ્રમાણે પૉપિંગ ક્રિસમાં પાછો નહીં આવે એટલે બે આખા રન નહીં કરે તો તે રન નહીં ગણાય

૩ જ્યારે રમનાર દડો મારે ત્યારે તેનો એક પગ પૉપિંગ ક્રિસની અંદર જમીન ઉપર હોવો જોઇએ નહીં તો અમ્પાયર "નો હિટ" કરીને કહે એટલે તે ફટકો ગણાય નહીં.

૪ જ્યારે એકેક બાજુએ પાંચ કરતાં ઓછા રમનાર હોય ત્યારે "બાઇઝ" અથવા ( ઓવર થ્રોઝ ) અટલે દડો બરાબર ઉવિકેટ તરફ નહીં નાખ્યાથી રન મળે તે ગણાવામાં આવશે નહીં અને ફટકો મારનારને ઉવિકેટની પછવાડે ઝીલી લેવામાં અથવા સ્ટમ્પ આઉટ એટબે પૉપિંગ ક્રિસની બહાર જ્યાંથી આઉટ કરવામાં નહીં આવશે.

૫ ફિલ્ડ પર માણસે દડો એવી રીતે નાંખવો જોઇએ કે તે ઉવિકેટ અને બૉલિંગ સ્ટમ્પની વચ્ચેથી અથવા બૉલિંગસ્ટમ્પ અને ઠેરવેલી હદની વચ્ચેથી પસાર થાય; જ્યાં સુધી દડો એમ નાંખવામાં નહીં આવે ત્યાં સુધી દડો મારનાર દોડયા કરે.

૬ મારનારે એક રન કીધા પછી જો તે બીજો કરવા જાય તો તે બીજો રન મેળવવાને માટે તેણે બૉલિંગ સ્ટમ્પને બૅટ લગાડીને બૉલ વચમાંથી નાંખવામાં આવે તે અગાઉ પાછા ફરવું જોઇએ.

૭ ડબલ ઉવિકેટના કાયદા પ્રમાણે ખોવાયલા બૉલને માટે અથવા ટોપીથી અટકાવેલા બૉલને માટે ફટકો મારનારને ત્રણ રન મળે છે.

૮ જ્યારે દરેક બાજુએ ચારથી વધારે રમનાર હોય ત્યારે હદ બાંધવામાં આવતી નથી. સઘળી બાજુના ફટકા બાઇઝ અને ઓવર થ્રોઝથી મળેલા રન ગણવામાં આવે છે.

૯ ડબલ ઉવિકેટના કાયદા બૉલરને લાગુ પડે છે.

૧૦ દરેક બૉલના વચ્ચે એક મિનિટ કરતાં વધારે આપવામાં આવશે નહીં.

---

## સરતને લગતા કાયદા.

૧ જ્યાં સુધી આખી મૅચ રમાય નહીં. અથવા હારી ગયા એમ કરી છોડી દે નહીં ત્યાંસુધી સરતના પૈસા અપાય નહીં.

૨) જો બે રમનારાના રનની સરત મારવામાં આવે તો તે સરત બીજી રીતે કહ્યા વગર પહેલી ઇનિંગ્ઝના ઉપર આધાર રાખે છે.

૩) જો બેઉ ઇનિંગ્ઝની સરત બકી હોય અને જો એક ટોળી બીજીને એક ઇનિંગ્ઝે એટલે ૧૧ ઉવિકેટે મારે તો પહેલી ઇનિંગ્ઝના પરિણામ પ્રમાણે સરત જીતેલી ગણાય.

૪) જો બીજી ટોળી બીજી વખત અંદર જાય તો ત્યારે જેટલા રન થયા હોય તે પ્રમાણે તે સરત જીતેલી ગણાય.

---

## બૅટસમૅન (એટલે દાવ લેનાર)—નવા અને નાના રમનારાઓને સુચના.

બૅટિંગમાં (દાવ લેવામાં) પહેલેથીજ વિચાર કરવા જોગ એ છે કે કઇ જાતનું બૅટ વાપરવું. ઘણાક નાના રમનારો પોતાથી ઊંચકી શકાય તેના કરતાં ઘણુંજ ભારે બૅટ વાપરવાથી પોતાની રમત બગાડી નાંખે છે. હવે આતો વાત

ખરીજ છે કે જે હથિઆર એક માણસ ફેરવતો હોય તે હ-થિઆર ઉપર તેનો પુરતો કાબુ ચલાવવાને તે શક્તિવાન હોવો જોઇએ. એટલે કે જેમ ગમે તેમ તે સહેલાઇથી અને વગર અડચણે તે ફેરવવાને શક્તિવાન હોવો જોઇએ. આસરે બે ર-તલના વજનનું એક બૅટ ઘણાખરા નિશાળીઆઓને માટે પુ-રતું વજનદાર ગણાય. વળી એવું કહેવામાં આવે છે કે સર્વેથી ભારે બૅટે ઘણાજ દુર ફટકા મારી શકાય છે અને ઘણાક અ-સલી ઢપના રમનારાઓએ તે ભારી બૅટથી ઘણાક સારા ફટકા માર્યા છે પણ તમારે ધ્યાનમાં રાખવું જોઇએ કે તે વખત "અન્ડર હેન્ડ બૉલિંગ"નો હતો અને હાલના વખતમાં આગળ ડ્રાઇવ કરવાના કરતાં ઝડપવાળી "રાઉન્ડ હેન્ડ બૉલિંગ"ને લીધે કટ કરવાનું અને લૅગપર મારવાનું કામ ઘણું ચાલે છે અને ઘણીક વખતે "ફીલ્ડ ઑનની" જગા તદન કાઢી નાખવામાં આવે છે તેટલા માટે નાના રમનારા હું તમુને વિનંતી કરૂં છું કે હલકું બૅટ વાપરવું કે જે તમારા હાથમાં એક ચાબકાની માફક લાગે અને જેથી જેવી ઝડપવાળી બૉલિંગમાં જોઇએ તેમ તમે ઝડપથી પછવાડે હઠીને રમી શકો.

અને હવે થોડા શબ્દો ગાર્ડ એટલે કિયે ઠેકાણે બ્લૉક લેવો જોઇએ તે વિષે કહેવા માગુ છું. ઘણીક બાબતમાં અલબત્તાં ઉવિકેટથી કેટલે છેટે બ્લૉક લેવો જોઇએ તે બૉલની ટપ ક્યાં પડે છે તે પર ઘણો આધાર રાખે છે પણ એક કાયદા તરીકે સઉથી સલામત ગાર્ડ એટલે બ્લૉક પૉપિંગ ક્રિસથી આસરે ચાર ઇંચ અંદરથી લેવો જોઇએ. આવા બ્લૉકથી શુટર્સ એટલે પડીને સરી જતાં બૉલ રમવાની તમને સારી તક મળે છે અને વળી તમારેથી વધારે સારી રીતે આગળ રમી શકાય છે કારણ જો તમે ઉવિકેટની નજદીક બ્લૉક લેવો તેથી જેટલી જગા તમે રોકી શકો તેના કરતાં તમે વધારે જગા રોકી શકો અને લાંબા બ્લૉકથી પાછળ હઠી રમતી વખતે ઉવિકટને મારવાનો

જોખમ થોડો રહેછે અને એક " ફુલ પિચ " એટલે જમીનને નહીં લાગેલા બૉલને જમીનને લાગ્યા અગાઉ અટકાવાને વધારે જોગવાઇ બનેછે. ડાબો પગ ઉવિકેટના કાટખૂણે અને જમણો પગ ઉવિકેટની સમાંતર હોવે જોઇએ. બેધડક ફટકા મારનારા બૅટના હાથના ઉપલા ભાગ તરફ પોતાના હાથ રાખી પકડેછે જ્યારે કેટલાક રમનારાઓ જેઓ સ્થીરતાને માટે પ્રખ્યાત થયલા હોયછે તેઓ પોતાના હાથ ત્રણ કે ચાર ઇંચિ જુદા રાખીને હાથો પકડેછે. આગલી રીતે પકડવાથી રમનાર ઘણી વધારે ઝડપથી ફટકા મારી શકેછે અને વળી વધારે લાંબે પહોંચી શકેછે.

પાછલી ઢપના ફાયદા જ્યારે "કટ" અથવા "લૅગ" નો ફટકો મારવાની તક મળે ત્યારે તમુને તરતજ માલમ પડશે.

બૅટસમૅને પોતાથી બને તેમ ઉંચો રહેવાને યત્ન કરીને તદન તરો ઉભો રહીને રમવું જોઇએ. બૉલ કરયા અગાઉ બૉલર તરફ બૅટની આખી સપાટી રાખીને અને ઉવિકેટ જેટલો ભાગ ઢાંકી શકાય એટલો ઢાંકીને બટ ઉંચકવું જોઈએ. જે પળે બૉલર બૉલ કરવા જતો હોય તે પળે તેની તરફ તમારે બૅટ ઘણુ ખરૂં સીધું રાખીને તમારૂં બૅટ બ્લોકમાંથી જરા ઉચકવું જોઇએ. જેમ કેટલાક રમનારા કરે છે તેમ જો બૉલ પાસે આવી પહોંચે ત્યાંસુધી તમારૂં બૅટ બ્લૉકના ખાડામાં રાખી મુકો તો તે દડો રમવાને ઘણુ ખરૂં તમુને ખચીત વીલમ લાગેછે અને જો બૉલ સીધો હોય તો તે તમે તમારી ઉવિકેટથી દુર રાખી શકો તોપણ સોએ નવ્વાણું ટકા " લૅગ " તરફના બૉલો અથવા જે બૉલો સ્લીપ તરફ આવે તે સઘળા તમે ચુકી જશો.

જેમ બને તેમ નીચા ફટકા મારો. હવામાં ઉંચે ચાર પાંચ રનનો ફટકો મારવાના કરતાં જમીન પર બે રનનો ફટકો

મારવો વધારે સારૂં છે. ઉંચે મારવાથી જલદી અથવા મોડો તમે તમારો દાવ ખોશો કારણ કે કોઇ વખતે બૉલ ખચીત "લાંગ ઑન" અથવા "લાંગ ઑફ" પર ઝીલાઇ જશે.

એક રમનારે ઉવિકેટ આગળ આવી પોતાની જગા લીધા પછી તેને ખુબ ધ્યાનમાં રાખવું જોઇએ કે તેણે એકદમ ફટકા મારી રન મેળવવાની ઉતાવળ કરવી નહીં જોઇએ, ખરેખર જોતાં પહેલી " ઓવરમાં રન કરવા કરતાં વધારે નુકસાનકારક બીજું કાંઇ નથી. જ્યાંસુધી તમે બૉલિંગ બરાબર સમજી શકો ત્યાં સુધી સ્થિર રમવું એ ઉત્તમ કહેવત તમારે ધ્યાનમાં રાખવી જોઇએ. એ અજાયબ જેવુંછે કે બારેક બૉલ રમ્યા પછી તમુને કેટલો બધો ભરૂસો આવી શકેછે આ પ્રમાણે જ્યારે તમે તમારા હરીફનુ બરાબર માપ લઇ રહો, ત્યારે જેવો તમુને લાગ મળે તેવાજ તમારી રમત દેખાડો અને રન વધારવાને તૈયાર થાઓ છેલ્લો વાક્ય લખતાં, બેદરકારપણે કેટલાક રમનારા દોડેછે તેનાથી ક્રિકેટના મેદાન ઉપર ઘણાક કમનસીબ બનાવો અને વળી ધાસ્તી ભરેલા અકસમાતો બન્યા છે તે મારા ખ્યાલમાં આવ્યા છે. જે ઉવિકેટ તરફ તેઓ દોડે છે તે તરફ ધ્યાન આપવાના કરતાં તેઓ બૉલની ગતી ઉપર ધ્યાન આપીને તેઓ ઉવિકેટની વચ્ચે ધસીને દોડે છે તેથી કરીને વખતે વખત ઘણા દુર દોડી જાય છે અને આ પ્રમાણે વખત ખોએ છે અથવા નહીંતો કે જોઇએ તેટલુ દુર દોડતા નથી અને રન ખોઇ દેછે. અથવા વળી વધારે ખરાબ એ થાય છે કે બૅટસમૅનને અથડાઅથડી થાય છે અને જોકે તેના સોબતીના બૅટ અથવા શરીરથી કાંઇ ધાસ્તી ભરેલું નુકસાન થતું નથી તો પણ બેમાંનો એક "રન આઉત" થાય છે. સઉથી સારી યુક્તિ એ છે કે જમણા હાથમાં બૅટ રાખીને અને જે ઉવિકેટ તરફ તમે દોડતા હો તે તરફ તમારૂ ધ્યાંન રાખીને હમેશાં જમણી બાજુએ દોડવું.

એવું વારંવાર તપાસી જોવામાં આવ્યું છે કે "શુટર" એટલે જે બૉલ પડી સસરી જાય અથવા જે સારી પેઠે ઉછળી બરાબર "બૅલ" કાપી નીકળી જાય છે તેવા દડા રમવા મુશ્કેલ પડે છે.

ખરેખર કેટલાક "શુટર"થી તો ઘણુખરૂ ખચીત ઉ-વિકેટ પડવાની. તેટલા માટે જે પળે એક બૉલ શુટ થાય તેજ પળે પછવાડે હઠીને સ્ટમ્પની નજદીક તમારૂ બૅટ મુકી તે દડા ન અટકાવો.

એક શુટરનો અટકાવ હમેશા સારી રમતુની નિશાની છે અને તે બે અથવા ત્રણ રનના ફટકા કરતાં વારંવાર વધારે શાબાશી મેળવે છે. પાર અને કારપેન્ટર જેવા રમનારા "શુ-ટર" એવા સારી પેઠે રમે છે કે જોકે તેઓ માત્ર તેવા દડા ઝડપથી અટકાવે છે તો પણ અટકાવાના ફટકાના જોરથી એક રન મળી શકે એટલે દુર વારંવર દડો નીકળી જાય છે.

"ઑફ" તરફ જે દડા ઉછલે છે તેમાંના ઘણા ખરા દરેક દડા જોકે રમનારા મારવાનો યત્ન કરે છે તોપણ એટલા બધા તે કટ કરવાને નિષ્ફળ થાય છે તેનુ કારણ શું ? તેઓ ઘણુ કરીને જોઇએ તે કરતાં જલદી મારે છે અને જો તેઓ દડાને આસ્તે મારે તો તેઓ "પૅાઇન્ટ" યાતો કવર "પૅાઈ-ન્ટ"ના હાથમાં સહેલાઇથી ઝીલાઇ જાય છે. બીજાઓ વખત સર મારે છે પણ તેઓ આડું બૅટ રાખીને રમે છે, તેથી દડો ઘણીક બાબતમાં "સ્લિપ" અથવા લોંગ સ્લિપ હાથમાં આવી જાય છે. "કટ" કરતી વખતે રમનારે જ્યાં સુધી દડો ઉવિકટને પસાર કરી જાય ત્યાં સુધી થોભવું જો-ઇએ અને ત્યાર પછી ઘણું ખરૂં જમીન તરફ બૅટની સપાતી રાખીને તેને એકદમ મારવું જોઈએ. આથી બૉલ નીચે રાખી શકાયછે અને જેની ગમ મોકલવા માંગીએ તેણી

ગમ તે જાયછે "કટ" કરતી વખતે ડાબો પગ ખૂંટાની માફક સ્થિર રાખવો અને જમણો પછવાડે હટાવવો જોઇએ. લાંબો બ્લૉક લેવાનો ફાયદો અહિયાં જણાય છે, કેમકે વખતે વખત આ પગથી ઉવિકેટ પડી જાયછે અને જો બ્લૉક ઉવિકેટની નજદીક હોયતો તે બૅટ લાગ્યાથી સહેલાઇથી પડી જાય છે.

નાના રમનારાઓમાં એક ઘણી સાધારણ ચાલ એ છે કે તેઓ "ઉવાઇડ બૉલ" મારવા જાયછે. ઘણીકવખત રમનાર "ઑફ" પરનો "ઉવાઇડ બૉલ" મારવા ધસેછે અને "પૉઇન્ટ" અથવા "કવર"ના હાથમાં ઝીલાઇ જાયછે તેથી કરીને રમનાર પોતાનો દાવ ખોયછે અને પોતાની ટોળીનો એકુ "રન" વધતે તે પણ જતો રહેછે. અહિયાં માહરે કહેવું જોઇએ કે ઝડપની બૉલિંગની વખતે દરેક જણને "ગ્લવઝ" અને લૅગ ગાર્ડ" પહેરવાની જરૂર છે.

પગમાં ગાર્ડ હોવાથી આપણને ભરૂસો આવેછે કે દડો પગ પર લાગ્યાથી કાંઇ ઘણી ખરાબ અસર થશે નહીં પણ ગાર્ડ નહીં હોયતો ઘણાક રમનારા દડા આવેછે ત્યારે વાગ્યાની ધાસ્તીથી ખસી જાયછે અને જો દડો વાંકો થઇને અંદર આવેછે તો તે રમનાર ઘણી વખત પોતાની "ઑફ" તરફની સ્ટમ્પ ખોયછે.

દોડતી વખતે પણ સંભાળ રાખીને આપણુ બૅટ પૉપિંગ ક્રિસમાં મુકવું જોઇએ. પોતાનો સોબતી ઉલટમાં આવીને જોઈએ તે કરતાં એકુ ઇંચ ઓછો દોડેતો એવા તેન બેદરકારપણાથી તે રમનારને ઘણોજ ખીજવાત લાગે છે. જે પળે તમારી ઉવિકેટ તરફના બૉલરના હાથમાંથી દડો છુટે તેજ પલે એક અથવા બે વાર ચાલો અને એમ કીધાથી ઘણાક રન તમે જલદીથી મેળવી શકસો. કારણ કે જ્યારે દડો મારવામાં આવે ત્યારે તમે તમારી ઉવિકેટ આગળજ ઉભા રહો તો તેવા કઠણ રન મળી શકે નહીં

બનતાં સુધી ખોટી બાજુએ દડો મારવો નહીં જે બાજુ મારવાનો હોય તેજ બાજુ તરફજ મારવો કારણ કે ખોટી બાજુએ મારવાથી તે રમત જોવાને કંટાળો લાગેછે.

દડો આવે ત્યારે ખીસી જાઓ ના. જો તમે ખીસી જાઓ તો તમને " લૅગ " તરફનો કદી સારો ફટકો મળી શકશે નહીં અને વળી તમારી ઉવિકેટ ખોલ્લી પડીજાય છે અને જો બૉલ અંદર આવે (જે વારે ઘડીએ બને છે) તો વખતસર પાછું અંદર આવવાને તમારેથી ઘણું ખરૂં બની શકતું નથી અને આ પ્રમાણે તમારી " ઑફ " સ્ટમ્પ ખુવો છો.

જો તમારેથી બને તો ઘણું કરીને આગળ વધીને રમવું પણ સંભાળ રાખવી કે વધવામાં ફતેહ પામશું એવી પુરતી ખાતરી હોય તોજ આગળ વધીને મારવા જવું.

સીધા દડા ગમે તેવા લલચાવનારા હોય તો પણ તે વિષે સંભાળ રાખવી જોઇએ. યાદ રાખવું કે જો તે તમે ચુકીજાઓ તો ખચીત તમે આઉટ થશો તેટલા માટે એવા દડાને ઘટતું માન આપી રમવું. જે દડા બૅલ્સથી પાંચ ઇંચ ઉંચા આવે તેને જવા દેવા અને એવા દડા રમવા નહીં કારણ કે એવા દડા દાબી દેવામાં જો તમે બરાબર પ્રવીન નહીં હો તો તમે ખચીત ઝીલાઈ જશો.

હવે ત્રણ જાતના " લૅગહીટ આવેછે તે વિષે થોડું કેહેવું છે. "ગ્લૅ," "ફોર્વર્ડ" અને "બૅક વર્ડ". જ્યારે દડો લૅગની સ્ટમ્પ તરફ પડતો દેખાય ત્યારે તમે જાણે બ્લૉક કરવા જતા હો તે પ્રમાણે તમારૂં બૅટ સીધું પકડો પણ જે પલે દડો બૅટને લાગે તે પળે તમારૂં બૅટ જરા તમારી તરફથી ફેરવી નાંખો એટલે દડો તમારા પગ અને સ્ટમ્પની વચ્ચેથી નીકળી જશે. એ રમતને "ગ્લૅ" કહે છે. આ રમત રમવામાં ઘણો અનુભવ જોઇએછે અને બીનઅનુભવી રમનારાએ તેમ રમવાની જવલેજ કોશીસ કરવી જોઇએ. જ્યારે દડો જરા વધારે લૅગ તરફ હોયતો ત-



"લૅગ-હીટ"

મારો ડાબો પગ ઉવિકેટ તરફ આગળ કાઢો, અરધા ગોળ ફરો, અને જેમ બને તેમ જોરથી ફટકો મારો. એ રમતને "ફૉરવર્ડ લૅગહીટ" કહે છે.

જ્યારે દડો નજદીકની સ્ટમ્પની અંદર આવતો હોય ત્યારે જમણા પગે પાછા હટો અને સીધું બૅટ પકડીને દડો રમો તો તે દડો ઝડપથી લૅગ અને લૉંગ સ્ટૉપની વચ્ચેથી નીકળી જશે. એ "બૅકવર્ડ લૅગહીટ" કેહેવાયછે.

"કટ" એ સઉથી અઘરી રમત છે અને જ્યારે દડો ઑફ બેલથી જરા દુર હોયછે ત્યારે તે થઇ શકેછે અને તે તમે કોઇ વખત ઘણું જલદી રમો છો અથવા ઘણું મોડું રમો છો અને એક રમનાર ખરેખરી "કટ" કરેછે એવું જવલેજ બનેછે.

જ્યારે દડો ઑફ બેલથી એક ફુટ દુર ઉંચો હોય ત્યારે જમણે પગે પાછા હટીને અને આડું બૅટ પકડીને જરા જોરથી બૉલને મારો તો તે પૉઇંટ અને "શૉર્ટસ્લિપ"ની વચ્ચેથી નીકળી જશે.

તરેહ તરેહના દડા જે રમનારને મળેછે તેના ખાસ નામ ફુલપિચ, ટાઇસ, હૉપ, હૉફ વૉલી, ગ્રાઉન્ડ બૉલ અને શુટર છે.

પહેલ વહેલાં જોતાં ફુલપિચ રમવાનો સર્વેથી સેહેલો લાગેછે પણ ખરેખર તેમ નથી ઘણાક સારા રમનારા જમીન પરથી ઉછળતા ઘણાક બૉલ રમી શકેછે તેઓએ ફુલપિચ બૉલથી પોતાની ઉવિકેટ ખોઇછે. વળી જો ફુલપિચ બૉલ બેદરકારીથી મારીએતો તે બેમાંની એક લૉંગ ફિલ્ડ પર ઝીલાયા વગર રેહશે નહીં અને જ્યારે ફુલપિચના બૉલને રમનાર દાબી નાખવાને તજવીજ કરેછે ત્યારે તે બૅટને મથાળેથી લાગે અને વારંવાર લૉંગ સ્ટૉપના હાથમાં જાય છે. જો તમે ઘણા ઊંચા ન હો તો સરસ યુક્તિ એ છે કે જો તમારી ઉવિકેટ સે તેના કરતાં ઘણો ઊંચો હોય તો તે રમવો નહીં અને જવા દેવો. જો તમને એમ લાગે કે જો તે તમે ચુકી જશો તો તે

તમારી સ્ટમ્પ્સ લેશે તો ઇઆતો તેને દાબી નાખો અથવા જ્યાં ફિલ્ડ ન હોય ત્યાં મારો.

ટાઇસ એ ફુલપિચથી જરા નીચો હોય છે. જો તમે લાંબા હો તો આગળ વધીને મારો. જો લાંબા ન હો તો તમારૂં બૅટ નીચે રાખીને બ્લૉક કરો.

લૅાંગ હૉપ જો સીધો હોય તો ઘણીજ સંભાળથી અને ઉભે બૅટે રમવો જોઇએ. જેઓ ચંચળ આંખવાળા હોય છે તેઓ તે જાતના દડા સેહેજ રમી શકે છે પણ એવા દડા દરેક વખતે જમીનને લાગે છે ત્યારે આડા જતા જાય છે તે રમવાની ઘણીજ સંભાળ રાખવી જોઇએ. હાફ વૉલી પડ્યા પછી જરા વધારે ઉછળે છે અને તે રમવાથી વારંવાર ઝીલાઇ જાય છે.

ગ્રાઉન્ડ બૉલ જમીન પરથી આવતો એટલે તે જરા જમીનથી ઉપર ઉછળતો નથી, તેને સ્નીક પણ કેહે છે. જો તેવા દડા ઊંચે બૅટે રમીએ તો ઘણુંખરૂં ખચીત ઉવિકેટ પડવાની. સરસ યુક્તિ એ છે કે બૅટ સારી પેઠે નીચા રાખીને આગળ રમવું. જો તમે દડાની બરાબર સીધી લીટીમાં બૅટ રાખશો તો તે મારવામાં ચુકશો નહીં અને તે આગળ રમ્યાથી બૉલરની આગળથી તે નીકળી જશે.

શુટર રમવું સર્વથી મુશ્કેલ છે અને જો બરાબર સંભાળથી નહીં રમ્યા તો ખચીત આઉટ થવાના. જે પળે બૉલ શુટ થાય તેજ પળે પછવાડે હઠીને સ્ટમ્પથી એક ઇંચ તમારૂં બૅટ મુકો અને તેને અટકાવો પણ તે મારવાની કોશેસ કરતા ના.

---

## ફિલ્ડીંગ.

જોકે ફિલ્ડીંગ, બૅટિંગ અથવા બૉલિંગના જેટલી રમુજી નથી તોપણ તે એટલી અગત્યની છે કે તે ઉપર અખાડા.

કરી શકાય નહીં ને કોઇ પણ સારો રમનાર થવા ઇચ્છતો હોય, તેણે તે બેદરકારથી કરવી ન જોઇએ. ઘણીક મૅચ ખરાબ ફિલ્ડીંગને લીધે હારી ગયા છે અને એવા અગણીત દાખલા બન્યા છે કે જો એક રમનાર એક વખત ખરાબ ફિલ્ડીંગને લીધે બચી જાય છે તો તે પચાસ રન કરયા વગર નીકળતો નથી. સંભાળથી ફિલ્ડીંગ કીધાથી કેટલા બધા રન બચાવી શકાય. જે ફટકાના પહેલવહેલે જોતાં ચાર રન મળી શકે તેનો સારી ફિલ્ડીંગને લીધે માત્ર એકજ રન મળે છે અને તેબી વળી ઝડપથી રન કીધો હોય તો મળેછે.

નવા રમનારાએ બૅટિંગ અથવા બૉલિંગ અગાઉ પહેલે સારી ફિલ્ડીંગ કરવા શીખવું જોઇએ ઘણીક વખતે બે ક્લબમાં સરખે સરખા રમનારા હોય છે પણ એકમાં સારા બાલર અને ફિલ્ડસમૅન હોવાથી તે બીજીને સહેલથી મારી જાય છે. સારી ફિલ્ડીંગ માટે રમનારાએ જે મૅચમાં સારા સારા રમનારા રમતા હોય તે તપાસીને જોવી જોઇએ. તેઓ કેઈ રીતે દડો અટકાવે છે અને ઉવિકેટ કીપર આગળ નાખે છે તે પર તેઓએ ધ્યાન આપી તે પ્રમાણે કરવા શીખવું જોઇએ.

સારી પેઠે દડા અટકાવતા અને ઝીલવાને આવડયા પછે દડો સંભાળથી નાંખવા શીખવું જોઇએ. ખરાબ રીતે દડો નાખ્યાથી કેટલા બધા રમનારા જેઓ રન આઉટ થઇ શકે તેઓ બચી જાયછે. તેઓ એટલી ઉતાવળથી દડો નાંખેછે કે દડો ઉવિકેટ કીપરના માથા ઉપર જતો રહેછે અથવા એટલો આસ્તે અથવા આડો નાંખેછે કે તે ઉવિકેટ કીપર જલદીથી ઉંચકી શકતો નથી. સર્વથી સરસ રીત એ છે કે બેલ્સ જેટલો ઉંચો નાખવો; દુર ટપ પડીને દડો આવે તેથી વારંવાર કામ થાયછે પણ જો જમીન સખત હોય અને દડો ઘણે દુરથી ફેંકવો હોય તો એવું બનેછે કે તે ઉવિકેટ કીપરના માથાં પરથી નીકળી જાયછે.

નવા રમનારામાં બીજી દેખાતી ખામી એ છે કે તેઓ બેદરકારપણે બૅક અપ કરેછે. સારા રમનારાઓમાં ઓવર· થ્રોઝ થતા નથી. જો એકના હાથમાં દડો જાય તો બીજો તે અટકાવાને તેની પછવાડે હોયજ. જો બૉલર તરફ દડો નાંખવાની જરૂર પડે અને તે પોતાના આંગળાને ઇજા કરવાને ઇચ્છતો નથી તેથી જોરના બૉલ તેની આગળથી જતા રહેછે અને જો લૉંગ ઑન અને લૉંગ ઑફ બૅક અપ નહીં કરે તો ઑવર થ્રોઝ થાય. કપતાનની ફરજ છે કે પોતાના રમનારને સારી પેઠે બૅક અપ કરતા શીખવવું જોઇએ અને જે ઉવિકેટ પર બૉલ નાખે ત્યાં બેત્રણજણ બૅક કરવાને ન હોય ત્યાં સુધી દડો સલામત વિચારવો નહીં.

બૅટસમૅન દોડતા નહીં હોય ત્યારે દડો સંભાળથી ઉ-વિકેટ કીપર આગળ નાખવો અને તે વખત જોરથી નાખવા-ની કાંઇ જરૂર નથી. લૉંગ સ્ટૉપ જે બીજી કોઇ પણ ફિલ્ડ કરતાં વધારે વારંવાર ઉવિકેટકીપરને દડો આપેછે તેણે જો કાંઇ રન નહીં થતો હોય તો આસ્તેથી આપવો અને ઉવિકેટકીપરે જેમ બને તેમ આસ્તેથી બૉલરને આપવો કે જેથી કરીને એવા અગત્યનાં માણસનાં આંગળાને ઇજા થાય નહીં.

બૉલર અથવા ઉવિકેટકીપર જે પણ ફિલ્ડસમૅનને હુકમ કરે તે તેણે માનવો જોઇએ. ઉવિકેટકીપર રમનારને નહીં માલમ પડે એવી રીતે પોતાની આંગળીથી બતાવીને કોઇ પણ ફિલ્ડની જગા બદલી શકે છે અને રમનાર જે જ-ગાએ ફિલ્ડ નથી ત્યાં ફટકો મારતાં જુએછે ત્યાં દડો કોઇ ફિલ્ડે અટકાવ્યો તેથી તેને વધારે સંભાળથી રમવાની જરૂર માલમ પડે છે. મિડ ઉવિકેટ અને કવર પૉઇન્ટ એ બે સર્વે-થી અગત્યની ફિલ્ડ છે અને જે ખચીત ઝીલી શકે અને ઝડ-પથી બૉલ આપી શકે તેવાજ માણસને ત્યાં મુકવા જોઇએ,

એવી ગણત્રી કાઢવામાં આવી છે કે બીજી કોઇ પણ ફિલ્ડ કરતાં મિડ ઉવિકેટ સારી હોયતો વધારે રમનારને રન આઉટ કરવામાં આવે છે. જ્યારે રમનાર જુએ છે કે દડો પૉઇન્ટ આગળથી નીકળી ગયો હોય તો હવે તેનેથી એક રન સેહેલ થી થઇ શકશે પણ જો કવર પૉઇન્ટ દોડી આવીને બરાબર ઉવિકેટ કીપરને આપે તો બેમાંનો એક રનઆઊટ થાય.

લૉંગ સ્ટૉપે કોઇ પણ પ્રકારે ઉવિકેટની ઘણોજ નજદીક ઉભું રેહેવું નહીં જોઇએ. જ્યાંથી તેને એવું ખાતરી ભરેલું લાગે કે તે એક રન અટકાવી શકશે તે જગે તે ઉભો રહે તો તે સ્ટમ્પસની નજદીક ઉભો રહે તે કરતાં વધારે સારી ચાકરી બજાવશે. કેટલાક દડા જે માથા ઉપરથી ગયા હોત તે તે અટકાવી શકશે એટલુંજ નહીં પણ તે સ્લિપ પર અને લૅગ પરના ઘણાજ બૉલ અટકાવી શકશે અને વળી દડા ઝીલી લેવાને તેને વધારે તક મળી શકશે.

દડો ઝીલતી વખતે મુખ્ય બાબદ એ યાદ રાખવી જોઇએ કે હાથ સારી પેઠે સાથે રાખવા. વારંવાર ઝીલવામાં એવું માલુમ પડે છે કે દડો હાથમાંથી તદન સરી જાય છે. કોઇ કોઇ વખતે દડો હાથમાં જરાજ વાર રહેછે અને તરતજ જમીન ઉપર પડી જાયછે તેનું કારણ એ કે આપણે દડા તરફ હાથ લંબાવીએ છે પણ દડો ઝીલતી વખતે દડાની સાથે હાથ પાછા ખેંચી લેવા જોઇએ. ઝીલતી વખતે જેમ દડો આવે તેમ હાથ પાછા ખેંચી લેવા. કારણ કે એમ કીધાથી દડાનું જોર કમતી થાયછે અને ઝીલનારના હાથને ઘણું લાગતું નથી. સારી રીત એ છે પણ તે કરવામાં ઘણો અનુભવ જોઇએ છે. તે એ કે દડો આવે તેવો જરા પાછો ઉડાવવો અને પછી તે ઝીલી લેવો.

એ તો ખોલ્લુછે કે એ પ્રમાણે દડાને જરા ઉપર નાંખ્યાથી દડો સીધો બૅટ પરથી આવે તેના કરતાં તે વધારે આસ્તેથી પાછો ની-

ચો આવેછે. વળી શીખામણ અને અનુભવ છતાં કોઇ ફિલ્ડ પરનો એવો કમનસીબ હોય કે દડો ઝીલવામાં નિષ્ફળ થાય તો કપતાને કાંઇપણ ટીકા કરવા દેવા ન જોઇએ. તે અભાગ્યા રમનારને જે મનમાં દુઃખ લાગેછે તેજ બસછે અને તેના સોબતીએ બુમ બરાડાથી અથવા મશ્કરીથી તેમાં વધારો કરવો નહીં જોઇએ કારણ કે થોડી પળમાં કદાચ તેવીજ ભુલ તેઓપણ કરે. કપતાને ફિલ્ડ પર વાત થતી અટકાવાને પોતાને બને તેટલું કરવું જોઇએ. જ્યારે કોઇ આઉટ થાય ત્યારે વાત કરવાનો વખત છે. પણ જે વખતે બૉલર બૉલ કરતો હોય તે વખતે ફિલ્ડનું ધ્યાંન ખેંચવાને યત્ન કરવુ એ ખરા રેમતીઆળને છાજતું નથી.

---

## બૉલિંગ.

બૉલ કરવાની ચાર રીત છે પણ ફિલિપ કહે છે તે પાંચ રીત છે તે સઘળી ઘણી ખરી વાપરવામાં આવેછે. પણ આ પ્રસંગે બેજ વિષે બોલવું બસ છે તે બે એ છે કે "અન્ડર હેન્ડ બૉલિંગ" અને "રાઉન્ડ આર્મ બૉલિંગ" પહેલા પરથી બીજી એક રીત શોધી કાઢીછે. અને સઘળા સુધારાની માફક પહેલાવહેલા તેને વિષે ઘણી અડચણ લેવામાં આવી હતી કારણકે તે રમવામાં વધારે કઠણ હતી અને તેથી દાવ થોડોજ વખત ચાલતો પણ હમણા જેટલી પ્રવીણતા અગાઉ અન્ડર હેન્ડ ઉપર મેળવી હતી તેટલીજ પ્રવીણતા રાઉન્ડ આર્મપર રમનારાઓએ મેળવીછે.

---

## રાઉન્ડ આર્મ બૉલિંગ.

આંગળાં સીવણ ઉપર આડાં રાખીને દડો પકડવો જોઇએ કારણ કે એમ પકડયાથી બૉલ ટ્વીસ્ટ થાય છે એટલે પડયા

પછી જરા આડો જાય છે અને તેથી કરીને રમનારને પોતાનો બચાવ કરવો વધારે કઠણ પડે છે. ઘણા બૉલરથી "ઑન" પરથી ટ્વીસ્ટ કરી શકાતું નથી અને બીજાઓ એક કલાકના અનુભવમાં જે બાજુએ ચાહે તે બાજુએ ટ્વીસ્ટ કરી શકે છે. બૉલરે સામી ઉવિકેટ તરફ પોતાનું શરીર રાખીને બરાબર ઉભું રેહેવું. મેં ઘણાંકને જોયા છે તેઓ જે ઉવિકેટ તરફ તાકે છે તે તરફ જોવાને બદલે ઉવિકેટની ઘણુંખરૂ ગોળ ફરીને દડા કરે છે. કદાચ લાંબા માવરાથી તેઓ સારી પેઠે બૉલ કરે છે પણ તેઓની ઢપ દેખીતી એવી ઉંધી છે કે જેઓ તે જોઈ છે તેઓ તે હસી કાઢે છે.

એવો વિચાર નહીં કરવો જોઇએ કે હંમેશાં બૉલરે એકજ ઢપના બૉલ કરવા જોઇએ. ઘણાંક જણ જે દડા સીધા ન હોય એવા દડાથી પોતાનો દાવ ખોય છે. એક બૅટસમેન જેણે ચારનો લૅગપર માર્યો હોય તે એકદમ બીજો તેવોજ મારવાને આતુર થાય છે અને જો બૉલર બીજી રીતે નાંખવાને યત્ન કરે છે ને નાખે છે તોપણ તે રમનાર પોતાનો સરસ ફટકાનો બીજો નમુનો દેખાડવાને યત્ન કરે છે. અને વારંવાર એવું બને છે કે તે પોતાનો દાવ ખોએ છે. જુદે જુદે ઠેકાણે ટપ નાખવાનો માવરો પાડો કે તેથી કરીને ઝીલી લેવાની ઘણી તક મળે છે.

જો બે બૅટસમેનોને જુદું પાડવું મુસ્કીલ માલમ પડે તો તેઓ જે જગે ફટકા મારતા હોય તે જગે ફિલ્ડ આપ્યાથી અને જરા બીજી ઢપનો બૉલ કરયાથી તે રમનાર પોતાની જગે મારવાને લલચાય છે અને ઉલથાપ ખાઇ જાયછે જે તેને નુકસાન કારક થઇ પડેછે.

રાઉન્ડ આર્મ બૉલિંગ કરતી વખતે તમારે ઉવિકેટ ઉપરથી બાલ કરવાનો માવરો પાડો તો સારૂં. ઉવિકેટની ઉપરથી એટલે રાઇટ ( સાઇડ ) બાજુએથી અને ઉવિકેટની બાહારથી

નહીં એટલે રોંગ સાઇડથી નહીં. પહેલી રીતમાં માત્ર સીધા બૉલ કરવાની જરૂર છે કારણકે હાથની ઢપપરથી બૉલ બધે સીધો જઇ શકે અને પાછલી રીતમાં બૉલ લૅગ સાઇડથીજ આવવો જોઇએ. વળી યાદ રાખવું જોઇએ કે વળી કેટલાંક એવું મત આપેછે કે ઉવિકેટની ઉપરથી બૉલ કરે નહીં, ત્યાં-સુધી રમનારને લૅગ બીફોર ઉવેકટ કરીશકાય નહીં એમ બૉલ કર્યાથી હરીફની ઉવિકેટ બરાબર જોવાઇ શકેછે અને વળી બીજી રીત કરતાં એમાં તફાવતબી જરા કમતી પડેછે.

બૉલરમાં સાધારણ ખામી એ છે કે બૉલની ટપ બરા-બર દુર નાંખતા નથી એટલે સામે ઉવિકેટની નજદીક ના-ખતાં નથી એ હાથમાં બરાબર શક્તિ ન હોવાથી થાયછે. જે સરસ બૉલ "બેલર" ના નામથી ઓળખાય છે તે બૉલ બરા-બર ટપ દુર નાંખ્યાથી થાયછે. સુટર પણ ઉવિકેટની નજદી-કની જગાપર નાંખ્યાથી થાયછે. વળી બૉલ જે ટુંકો નાખ્યો હોય એટલે ઉવિકેટથી દુર નાખ્યો હોય તે સહેલાઇથી રમાઇ શકાય છે કારણકે તે સારી પેઠે જોવાઇ શકાય છે. કારણ કે જમીન ઉપરથી લાગ્યાથી તેનું જોર નબળું થાય છે અને તેની ઝડપમાં અટકાવ થાયછે. જોરથી બૉલીંગ કરવી એ પણ નાપસંદ કરવ જોગ છે.

જોરની બૉલિંગ રમવાને ઘણુ મુશ્કેલ પડેછે એમ વિચા-રવું ભુલ ભરેલું છે કારણ કે એવું બરાબર જોવામાં આવ્યું છે કે સર્વથી જોરના બૉલરો ઘણા આઊટ કરી શકતા નથી. જેમ ધીમી બૉલિંગમાં મનમાનતી ટપ નાખી શકાએછે તેમ જોરની બૉલિંગમાં નાંખી શકાતી નથી. વળી એક જોરથી બૉલ કરનાર બૉલર જલદીથી થાકી જાયછે અને પછી આડા અા-વળા બૉલ કરેછે અને તેને બદલી નાંખવામાં આવેછે. ચાર ચાર અને પાંચ પાંચ રનની સ્લિપ તરફ ટપ નીકળી જાયછે તે રમનારની ખુબીથી નહીં પણ જોરના બૉલને લીધેજ થાય

છે. તેટલા માટે મારે તમને કહેવું જોઇએ કે તમારે સરૂઆતમાં આસ્તે બૉલ કરવા શીખવું જોઇએ. જેમ જેમ તમે મોટા અને જોરાવર થાઓ તેમ તેમ તમારા પગલાં વધારી જોર વધારતા જવું. સરૂઆતમાં પોતાના જોર ઉપરાંત વધારે જોરથી બૉલિંગ કરવાથી કેટલાક બૉલરે પોતાની બૉલિંગ બગાડી નાખીછે અને તેમને થોડા વખતમાં માલમ પડયુછે કે તેઓ કોઇ ટપ મેળવી શકયા નહીં અને તેઓની મહેનતનું ફળ એ નીપજ્યું કે તે તેઓના નામ પર પુષ્કળ 'બાઈ' લખાઇ છે.

ચોકસ સંભાળ લેવી જોઇએ કે બૉલ કરતી વખતે હાથ ખભાં ઉપર નહીં જાએ કારણ મૅચમાં જો અમ્પાયર નો બૉલ, કરે તો મૅચમાં ઘણુંજ અસંતોષપણુ ઉપજેછે જે મિત્રાચારી ક્રિકેટના મેદાનમાં ઘણું કરીને ખચીત હોયછે તેનો ભંગ થાય છે. તેટલા માટે હાથ ખભા ઉપર ન જાય તે માટે સર્વથી સરસ ઉપાય કામે લગાડવા જોઇએ.

સ્લો બૉલ ઘણી વખત અસરકારક થઇ પડેછે. જેઓને જોવાને તક મળી છે તેઓએ જોયું હશે કે વૉકરના સ્લો બૉલ કેવા નાશકારક થઇ પડયા હતા. એક તરફ ફાસ્ટ બૉલર અને બીજી તરફ સ્લો બૉલર મુકવો એ યુક્તિ વારંવાર ઠીક થઇ પડે છે કારણ કે બૅટસમેનને એમ કયારથી ગભરાટ પડે છે જેને એ ટપના બૉલ જુદીજ રીતમાં રમવાની ફરજ પડે છે. તોપણ જો સ્લો બૉલના ઘણા ફટકા પડે તો તેને તરત બદલી નાંખવો જોઇએ કારણકે રાઊન્ડ આર્મના ફટકા કરતાં સ્લોના ફટકાથી રન જલદીથી વધી જાય છે. બૉલરે પણ આએ બાજુ પેલી બાજુ ચપળતાથી ફરવું જોઇએ અને જે બાજુએ દડો મારવામાં આવશે એવું તે વિચારે તે બાજુએ જઇને એક બીજી ફિલ્ડની ગરજ સારવી જોઇએ. સ્લોબૉલમાં લૅગ તરફથી ટ્વીસ્ટ ફરવામાં મોટો ફાયદો થાય છે. હંમેશ એમ સમજવું જોઇએ કે

લૅગ સ્ટમ્પનો બચાવ કરવો ઘણો કઠણ પડે છે અને તેટલા માટે તે તરફ હુમલો કરવો એ સઉથી સરસ છે. સ્લો બૉલ જે લૅગ તરફ જરા પડે તો મારવાને રમનાર પોતાની જગા તરફથી નીકળી જાય છે, તે બૉલ અંદર આવીને તેને અટકાવી શકે તેની અગાઊ તે સ્ટમ્પને લાગે છે. ફિલ્ડની જગા બૉલરના વિચાર પ્રમાણે બદલવી જોઇએ.

---

## ઉવિકેટ–કીપર.

ઉવિકેટકીપરની ફરજ એ છે જે બૅટસમેન જે દડા ચુકી જાય તે અટકાવા, જ્યારે તે ક્રિસની બાહાર જાય ત્યારે તેને સ્ટમ્પ આઉટ કરવો અને દોડતી વખતે રમનાર પોતાનુ બૅટ પૉપિંગ ક્રિસની અંદર મુકે તે અગાઉ દડો પકડીને ઉવિકેટ પાડી નાંખવી. ઝડપવાળી બૉલીંગમાં આ જગા ઘણીજ ભય ભરેલી છે. તેને હંમેશાં મોજા અને લૅગ ગાર્ડ પહેરવા જોઇએ. જો બની શકે તો ઉવિકેટ કીપરને કપતાન કરવો જોઇએ. તે બૅટસમેનની પછવાડે ઉભો રહેછે તેથી કોઇપણ ફિલ્ડને પોતાના હાથની ગતીથી રમનારને નહીં માલમ પડે એવી રીતે વધારે આગળ પછવાડે આવવાને કહી શકે. આમ કરવામાં મોટી તદબીર જોઇએછે કારણ એથી ઘણાક રન બચાવી શકેછે. તેણે જરા વાંકો વળીને ઉભા રહેવું જોઇએ. તેણે ડાબો પગ આગળ કાઢીને હાથ નજદીક સાથે રાખવા અને બૉલની દરેક ગતી પર તપાસીને નજર રાખવી. તેણે લૅગ તરફના બૉલ લેતી વખતે ઘણી સાવચેતી રાખવી જોઇએ કારણકે કે જો તે ઘણોજ નજદીક જાય તો કદાચ તેને બૅટસમૅનનો ફટકો લાગે. લૉંગસ્ટાપ તેની તરફ બૉલ નાખે કે તેણે બે ત્રણ વાર વધીને બૉલ આસ્તેથી બૉલરના હાથમાં મોકલવો જોઇએ. જે પળે ફટકો મારે તે પળે બૉલની સઉથી દુર જગે ઉવિકેટની બાજુએ ઉભું રે-

હવું જોઇએ અને જ્યાં સુધી બૉલ નાંખે ત્યાંસુધી ચુપ ઉભુ રહેવું જોઇએ. બૉલ એકજ ટપે નાંખવો જોઇએ અને જેમ કેટલાક ખરાબ રમનારાઓ કરેછે તેમ કુદાવતો કુદાવતો નાખવો નહીં જોઇએ. જેમ બને તેમ ઝડપથી ઉવિકેટ કીપરે ઉવિકેટ પાડી નાખવી જોઇએ પણ જો તે વિચારે કે રમનાર જગાની બહાર છે તો તેને માત્ર એક બેલ પાડવી.

---

## લૉગ-સ્ટાપ.

લૉંગસ્ટાપ બાઇઝ અટકાવાને માટે ઉવિકેટ કીપરની પછવાડે ઉભો રહેછે. તેણે ઉવિકેટથી જોઇએ તે કરતાં વધારે દુર નહીં ઉભુ રેહેવાને સંભાળ રાખવી જોઇએ નહીં તો હુશીઆર રમનારાઓ દડો તેની આગળ જઇ પહોંચે તે અગાઉ એક બાઈ ઝડપથી કરી જાય. જે પળે તેને બૉલ મળે તે પળે તેણે ઉવિકેટ કીપરના હાથમાં ઝડપથી આપવો જાઇએ અને તે બનતા સુધી બૉલર તરફ નાંખવો ન જોઇએ. શૉર્ટ સ્લીપ ને બૅક અપ થવામાં તેણે મદદ કરવી જોઇએ અને લૅગ તરફના રન અટકાવાને યત્ન કરવી જોઇએ. જ્યારે મૅચમાં સ્લો બૉલ કરવામાં આવેછે ત્યારે તેણે બૉલરની પછવાડે બારેક વારની જગે મોકલવામાં આવેછે.

---

## પૉઇન્ટ.

પૉઇન્ટ પૉપિંગ ક્રીસની સીધી લીટીમાં ઑફ સાઇડે આસરે ૧૨ વારને તફાવતે ઉભો રહે છે. જેમ બૉલિંગ વધારે ઝડપવાળી હોય તેમ વધારે સાવધ તેણે ઉભુ રહેવું જોઇએ. તેણે જે ઉપર કહયું તે છેટે પેહેલે ઉભું રહેવું જોઇએ અને જેવો રમનાર મારવા જાય તેવો તેણે આગળ આવવું જોઇએ.

ચંચળ પૉઈન્ટ વારંવાર કવર પૉઇન્ટ તરફનો સખત ફટકો અટકાવી શકેછે. ફાસ્ટ બૉલિંગની વખતે આ જગા જરા ભય ભરેલીછે અને તેજ વખતે વળી ઘણી અગતનીછે. સ્લો બૉલીંગમાં તેણે પાંચેક વાર નજદીક આવવું જોઇએ.

---

## શૉર્ટ સ્લીપ.

શૉર્ટ સ્લીપ ઉવિકેટની પછવાડે ઑફ સાઇડે થોડેક વારને છેટે ઉભો રહેછે. આ જગા પર ઝાઝું દોડવાનું આવતું નથી તેથી કરીને તે જગા હંમેશાં બૉલરને આપવામાં આવે છે. જ્યારે બૉલ જોરમાં થાયછે ત્યારે દડો ઘણી ઝડપથી આ જગે આવે છે તેટલા માટે એ જગે ઉભો રેહેનારાએ ઘણાજ ધ્યાનથી તપાસવું પડેછે નહીં તો દડો કદાચ તેના મોં પર આવીને વાગે. ઉવિકેટ કીપરને 'બૅક અપ' કરવાની અને જ્યારે ઉવિકેટ કીપર દડા પાછળ દોડે ત્યારે તેની જગે આવવાની તેની ફરજ છે.

---

## કવર પૉઇન્ટ.

'કવર પૉઇન્ટ' પૉઇન્ટ પછવાડે થોડે છેટે ઉભો રહે છે. એ જગે ઘણો હુશિઆર માણસ જોઇએ કારણ કે એ જગે બૉલ પડયા પછી આડો જતો રહે છે અને તેથી માણસ થાપ ખાઇ જાય છે અને દડો અટકાવી શકાતો નથી. તેને પણ 'બૅક અપ' કરવામાં ચોકસ રહેવું જોઇએ કારણ કે તેપણ ઘણાક 'ઓવર થ્રોઝ' અટકાવી શકે છે.

---

## લૉંગ સ્લીપ.

જેમ 'કવર પોઇન્ટ' પોઇન્ટની પછવાડે ઉભો રહેછે તેમ લૉંગસ્લીપ સ્લીપની પછવાડે ઉભો રહેછે જ્યારે તેનાથી

અને ત્યારે લૉંગ સ્ટાપને બૅક અપ કરી બીજો રન થતો બચાવવો જોઇએ.

---

## લૉંગ ઑન

'લૉંગ ઑન' ઑન સાઇડે દુર ઉભો રહેછે. જ્યારે બૉલિંગ ઘણી ઝડપથી થાયછે ત્યારે તે મિડ ઉવિકેટ ઑનની જગે ઉભો રહેછે એવી વખતે બૉલ ઑન અથવા ઑફ તરફ બરાબર મારી શકાતો નથી. તે સારો ઝીલનાર, સારો દોડનાર અને સારો નાખનાર હોવો જોઇએ.

---

## લૉંગ ઑફ

લૉંગ ઑનની માફક લૉંગ ઑફ બરાબર ઉવિકેટની બીજી બાજુએ ઉભો રહેછે.

---

## લૅગ.

જેટલે તફાવતે લૉંગ ઑન ઉવિકેટથી આગળ ઉભો રહેછે તેટલેજ તફાવતે લૅગ ઉવિકેટની પછવાડે ઉભો રહેછે તેની નજર ઘણી સરસ અને તેમાં ઘણીજ ચંચળાઇ હોવી જોઇએ. લૅગના ફટકા જમીનને લાગ્યા પછી કોઇ ધારે તેથી બીજીજ બાજુએ નીકળી જાયછે તેટલા માટે લૅગ પર ઉભા રહેનારે જમીન ઉપર પડે તે અગાઉ લેવાની યત્ન કરવી જોઇએ અથવા તે લેતાં દોડતી વખતે સંભાળ રાખવી જોઇએ.

---

## મિડ ઉવિકેટ ઑન અને ઑફ.

રમનારની ઉવિકેટ અને લૉંગ ફિલ્ડોની અધવચ ઉભા રહેછે આ ફીલ્ડો તરફ ઘણા કૅચ આવેછે તેથી તેઓ ઘણા

ચપળ અને ચંચળ હોવા જોઇએ અને તેઓએ તેમની આગળથી બૉલ જતા અટકાવવાને કોશીશ કરવી જોઇયે.

---

## થર્ડ મૅન અપ.

ઘણીજ ઝડપની બૉલિંગમાં આ જગે વારંવાર લૉંગ ઑન પરનો આવીને ઉભો રહેછે તે પૉઇન્ટ અને શૉર્ટ સ્લીપ વચ્ચે બૉલિંગ ક્રિસની સીધી લીટીમાં ૧૨ વારને છેટે ઉભો રહેછે.

જુદા જુદા ફિલ્ડસમૅનનુ કામછે તે કહ્યા પછી ફાસ્ટ અને સ્લો બૉલિંગ વખતે તેમની જગા આકૃતિથી દેખાડુછુ.

### આકૃતિ-૧.

૬
૩
૧
૪
૧૦ ૨
|||
અ
સ
૯ ૫
૭
૮ સ |||
અ ૧

**આકૃતિ ૧—" ફાસ્ટ રાઉન્ડ આરમ બૉલિંગ "**

| | | |
|---|---|---|
| સ–રમનાર | ૪ શૉર્ટ સ્લીપ | ૮ લૉંગ ઑફ |
| ૧ બૉલર | ૫ પૉઇન્ટ | ૯ કવર પૉઇન્ટ |
| ૨ ઉવિકેટ કીપર | ૬ લૉંગ સ્લીપ | ૧૦ થર્ડ મૅન અપ |
| ૩ લૉંગ સ્ટૉપ | ૭ મિડઉવિકેટ ઑન | ૧૧ લૉંગ લૅગ |
| | અ–અમ્પાયર | |

ઘણી ઝડપની બૉલિંગમાં ફટકા વારંવાર ઑફ તરફ માર-વામાં આવે છે તેથી ૧૧માં ૬ જણને તે બાજુએ મુકવામાં આવ્યા છે આકૃતિમાં બતાવ્યા કરતાં મિડ ઉવિકેટ ઑન અને લાગ ઑફ બૉલરની જરા નજદીક જોઇએ અને લૅાગ સ્લીપ લૅાગ સ્ટૉપની નજદીક જોઇએ.

## આકૃતિ–૨.




**આકૃતિ ૨–"મીડઅમપેસ રાઉન્ડ આર્મ બૉલિંગ."**

| | | |
|---|---|---|
| સ–રમનાર | ૪–શૉર્ટસ્લીપ | ૮–લૅાગઑફ |
| ૧–બૉલર | ૫–પોઇન્ટ | ૯–કવરપોઇન્ટ |
| ૨–ઉવિકેટ કિપર | ૬–લૅાગસ્લીપ | ૧૦–મિડઉવિકેટઑન |
| ૩–લૅાગસ્ટાપ | ૭–લૅાગઑન | ૧૧–લેગ |
| | અ–અમ્પાયર | |

આ આકૃતિમાં "થર્ડ મૅન અપ મિડ ઉવિકેટ ઑન"પર આવે છે અને "કવરપૉઇન્ટ" ઘણી ઝડપની બૉલિંગે ઉભો રહે છે તે કરતાં વધારે નજદીક ઉભો રહે છે.

## આકૃતિ–૩.




**આકૃતિ ૩–"સ્લો અન્ડરહૅન્ડ બૉલિંગ"**

| | | |
|---|---|---|
| સ–રમનાર | ૪–શૉર્ટસ્લીપ | ૮–લૉંગઑફ |
| ૧–બૉલર | ૫–પોઇન્ટ | ૯–મિડઉવિકેટઑફ |
| ૨–ઉવિકેટકિપર | ૬–ઍકસ્ટ્રલૉંગઑન | ૧૦–મિડઉવિકેટઑન |
| ૩–લેગ | ૭–લૉંગઑન | ૧૧–સ્કુઍરલેગ |
| | અ–અમ્પાયર | |

આ આકૃતિમાં બૉલિંગ સ્લો હોવાથી લૉંગસ્ટૉપ જોઇતો નથી તેથી તેને બૉલરની પછવાડે મોકલવામાં આવે છે શૉર્ટસ્લીપ ઉવિકેટની ઘણોજ નજદીક ઉભો રહે છે.

---

# મૅચ વિષે.

બીજી ક્લબ સાથે એક મૅચ રમવાની સઘળી ગોઠવણ કરયા પછીનો વિચાર એ કરવો જોઇએ કે તમારા (૧૧) માણસ કેવા પસંદ કરવા જોઇએ.

ઓછામાં ઓછા ઘણા સરસ (૪) બૉલર લેવા જોઇએ જેની બૉલ કરવાનો ઢપ એક બીજાથી ઘણીજ જુદી હોય. બૉલર બેટસમેન કરતાં ઘણોજ અગત્યનો માણસ છે કારણકે દુનિઆમાં સઉથી સરસ બેટસમૅનને નશીબથી અથવા અચાનક આઉટ કરી શકાય પણ બૉલર જોકે વારે ઘડીએ બેપરવાઇથી બૉલ કરે તોપણ તેની બૉલિંગ સીધી થાયછેઅને તેથી રમવાને મુશ્કેળ પડેછે. વળી એક સારો ઉવિકેટ કીપર લેવો એ ઘણુંજ જરૂરનુંછે કારણકે તે "બાઇઝ" બચાવી શકેછે અને વળી તેને ફીલ્ડ પર બીજા કોઇ પણ કરતાં બેટસમૅનને આઉટ કરવાને વધારે તક મળેછે. ઉવિકેટ કીપરને કપતાન કરવો જોઇએ કારણકે પોતાની જગાથી બેટસમૅનને નહીં માલમ પડે એવીરીતે તે ફીલ્ડપરના કોઇને આગળ આવવાને અથવા પછવાડે જવાને તે નિશાની કરી શકેછે. અને એમ જગા બદલ્યાથી તે રમાનાર ઉપર કદાચ સર્વથી મોટી અસર થાયછે.

"લૉંગ સ્ટૉપ" પણ સારો લેવો જોઇએ કારણકે "બાઇઝ" થીજ કોઇ વખત એક બોરદુવાળા હારી જાય છે. કોઇ વખતે એવું બનેછે એક બાજુવાળા બીજા કરતાં જુજ રન વધારે કરેછે પણ તેઓ વધારે બાઇઝ આપેછે તેથી તેઓ હારી જાયછે.

હવે બૉલિંગ વિષે થોડીક સુચના કરૂં છું. પહેલવહેલે તમારા બે સરસ બૉલરને બૉલિંગ કરવા દો અને તેમને આઠ અથવા દસ ઓવર વેર રહેવા દો. અગરજો સામેના રન જલદી

વધતા ન હોય તો તેમને બદલવાને ઉતાવળ કરતા ના કારણકે બૉલરને ત્રણ ચાર ઓવરમાં બદલ્યાથી તે કદાચ બેદરકાર થઇ જાય છે અને જ્યારે તેને પાછી બૉલિંગ આપવામાં આવે છે ત્યારે તે આડા બૉલ કરે છે અથવા બરાબર રીતે મન દઇને બૉલ કરતો નથી; તેથી સામેની બોરદુવાળાને મોટો ફાયદો થાય છે અને પોતાની બાજુવાળાને નુકસાન થાય છે. જો બે રમનારા ઘણો વાર ટકી રહ્યા હોય તો "અન્ડર હૅન્ડ સ્લો બૉલ" અજમાવી જોવા એ વારંવાર સારી યુક્તિ થઇ પડે છે અને તે બૉલિંગ પ્રમાણે "ફિલ્ડ" આપ્યાથી ખચીત બે-માંનો એક, બે ત્રણ ઓવરમાં ઝીલાઇ જ્યા વગર રહેતો નથી.

તમારા ૧૧ માણસે જેમ બની શકે તેમ પોતાની ઠેરવેલી "ફીલ્ડ" લેઇને રમવાનો માવરો રાખવો જોઇએ, કારણકે તેમ કસ્યાથી પોતાની "ફીલ્ડ" ઉપર બૉલ કેમ આવેછે તેની અજમાએસ તેને સારી પેઠે માલમ પડે છે અને મૅચની વખતે ગભરાતો નથી. સારી સારી કલબો એમ નથી કરતી, તે વારંવાર હારી જાય છે.

તમારામાંના બે "સ્તૅડી" રમનારાઓને પહેલે અંદર મોકલો, તેઓ ઘણાખરા બૉલિંગને નરમ પાડે છે અને એમ કસ્યા પછી તમારા સરસ ફટકા મારનાર અંદર જઇને "ફીલ્ડ" પર બધી બાજુએ મારી શકે છે. એક "સ્ટૅડી" રમનારને અને એક ફટકા મારનારને પહેલે અંદર મોકલવા એ કાંઇ ખરાબ યુક્તિ નથી અને "સ્ટૅડી" રમનારે પહેલી ઓવર લેવી જોઇએ, જો તે પહેલી ઓવર કાહડે અથવા તે એક રન મેલવે તો રમતની શરૂઆત સારી થયેલી કેહેવાય છે. જેવું તમુને માલમ પડે કે બૉલિંગ નરમ થતી જાયછે કે તમારા ફટકા મારનારને અંદર મોકલો.

જો તમારા રમનારાઓને થોડાક રહેલા રન પુરા કરવાને છેલ્લે અંદર જવું હોય તો તમારા સરસ રમનારાઓમાંના

એ ત્રણ પછવાડે રાખી મુકજો. ગરજના વખતમાં બીકણ રમનાર એવો તો નબળો થઇ જાય છે કે પોતાના દાવો થોડા વખતમાં ખોઇ દેછે.

જેઓ પહેલા અંદર જવા વિષે પૈસો ઉછાળીને પરખાવતાં જીતે છે તેઓ અંદર રમવાને જવાને એટલે બૅટિંગમાં જવાને હમેશ પસંદ કરેછે, કારણ કે રમતની આખેરીએ રન લેવા કરતાં રન અટકાવાને વધારે સહેલું પડેછે.

રમતના અધવચના વખતમાં સારી પેઠે ખાવું ન જોઇએ કારણ ચાપીને ખાધાથી ઘણાક આળસુ થાય છે અને બરાબર "ફ્રિલ્ડ" રાખતા નથી. વળી દારૂ પીવામાંબી સંભાળ રાખવી જોઇએ તેથી પણ એવાંજ અથવા વધારે ખરાબ પરીણામ થાયછે. મૅચ પુરી થાય પછી ગમે તેવું સારૂં ખાનું લેવું પણ રમતની વખતે હલકુ ખાનું અને સેહેજ દારૂ લેવો. બધી ચીજ કરતાં તમારા ૧૧ માંના દરેક જણે યાદ રાખવું કે તમારા કપતાનના હોકમને ખરેખર તાબે થવું. મુખ્ય કરીને બૉલરને જ્યારે બદલવાને ભલામણ કરે ત્યારે તેને તાબે થવું જોઇએ.

---

## ક્લબ રચવા વિશે.

જેઓ રાજગાદીના શહેરની અથવા હરકોઇ મોટા શહેરની નજદીક રહેતા હોય અને જેઓ ક્રિકેટ રમવાની ઉમેદ રાખતા હોય તેઓએ જો તેમનાથી બની શકતુ હોય તો પડોશમાં કોઇ ક્રિકેટ કલ્બ હોય તેમાં સામીલ થવું જોઇએ એમ કર્યાથી તેઓ પોતાના કરતાં ઘણા વધારે સરસ રમનારાઓ સાથે રમવાની ટેવ પાડી શકે છે અને ઘણું કરીને સારી બૉલિંગ સામે રમવાનો મોટો ફાયદો મેળવે છે. જુવાન નવો રમનાર જે કદાચજ પોતાના કરતાં વધારે સરસ રમનાર

સાથે રોજ રમે છે તે કદી પણ આ ઉમદા રમતમાં પ્રવિણ થઇ શકશે નહીં, અને જો કે જે યુક્તિ મેં બતાવી છે તે યુક્તિથી કલ્બના અગિઆર રમનારામાંનો તેને એક થવાને થોડાક વિલમ લાગશે, તોપણ જો તે રમતમાં ખંત રાખશે તો ખચીત થોડા વખતમાં તે તેની ધારણા મેળવશે.

એક નવી કલ્બ ઉભી કરવાની રંજ ખરચ મહેનત અને ન ધારી શકાય એવી છે, અને શરૂઆતમાં જેટલી સંભાળ એક નાજુક રોપાને અથા કોમળ અથવા માદાં બાળક ઉછેરવામાં જોઇએ છે તેટલીજ સંભાળ તે કલબ મચવામાં જોઇએ છે. પણ કેટલાકો જેઓ ખંતવાળા અને હિંમતવાળા હોય છે તેઓમાંના વીશેક જો એવું કામ માથે લે તો તેઓ ખચ્ચીત ફતેહ પામે.

---

## કલબના કાયદા.

૧) કલ્બનું નામ "——————" આપ્યું છે.

૨) વહીવત કરનારી મંડળી દર વરસે નેમવી તેમાં એક પ્રમુખ, ખજાનચી, મુનશી, અને કલબના બીજા છ મેમ્બરોને ચુંટી કહાડવા.

૩) વહીવટ કરનારી મંડળીની ચુંટણી કલ્બની સાધારણ પહેલી મિટિંગની વખતે થશે જે મિટિંગ————માસના ————વારે, દર વરસે ભરવામાં આવશે.

૪) મોસમની વખતે વહીવટ કરનારી મંડળી દરેક માસમાં ઓછામાં ઓછી એક વખત ભરાવી જોઇએ, જેમાં ઓછામાં ઓછા ત્રણ જોઇએ.

૫) મોસમ————માસનાં————વારથી શરૂ થશે અને————માસના————વારે આખર થશે. અને તે વખતે દર અઠવાડીઆમાં રમવાના દહાડા——આ છે.

૬) મોસમમાં દરેક સનીવાર કલબના દહાડા તરીકે અને કલબ સંબંધી કાંઇ કામકાજ કરવાને વાસ્તે મેમ્બરની સાધારણ મિટિંગના દહાડા તરીકે ગણવામાં આવશે.

૭) જે ગ્રહસ્થો કલબમાં સામીલ થવાને ઇચ્છતા હોય તેઓ વિષે એક કલબના દહાડે કોઇ મેમ્બરે દરખાસ્ત કરવી અને બીજાએ ટેકો આપવો દરખાસ્ત મુક્યા પછી બીજા કલ્બના દહાડે (બૅલટથી) એટલે દડા નાખ્યાથી તે પસંદગી કરવામાં આવશે.

૮) ત્રણ કાળા દડા પડ્યાથી તેને બાતેલ કરવામાં આવશે અને બૅલેટમાં પાંચથી ઓછા મેમ્બરો ન હોવા જોઇએ.

૯) મહિનાની ફી——— અને દાખલ થવાની ફી——— લેવામાં આવશે.

૧૦ ફી મહિનાની——— તારીખ અગાઉ આપવી જોઇએ અને જો નહીં આપે તો તે કલ્બનો મેંમ્બર ગણાતો નથી અને ત્યાર પછીના કલ્બના દહાડે તે બીના કલ્બને સેક્રેટરા અથવા ટ્રેઝરરે જણાવવી જોઇએ.

૧૧ નવા મેમ્બરોની ચુંટણી પછી તરતજ ફી આપવી જોઇએ અને જો——— દહાડામાં નહીં આપે તો તે ચુંટણી રદ થશે.

૧૨ જ્યારે કોઇ કલબનું સાથે મૅચ રમવાનુ સાધારણ મિટિંગમાં ઠરાવામાં આવે ત્યારે તે મૅચમાં રમવાને ૧૧ રમનારા પસંદ કરવાનું કામ વહીવટ કરનારી મંડળીને સોંપવામાં આવશે.

૧૩ દર મોસમની આખેરીની અગાઉ ટ્રેઝરરે બધા પૈસાનો હિસાબ આપવો જોઇએ. જે હિસાબ વહિવટ કરનારી મંડળી તપાસીને પ્રેસીડેન્ટની સહી લેઇ કલબને માટે ખોલ્લો મુકવામાં આવશે.

૧૪ જો હિસાબ પરથી એવું માલુમ પડે કે ટ્રેઝરરના હાથમાં કાંઇ નાનુ સીલકછે તો તે કલ્બના ફંડમાં આવતે વરસને વાસ્તે નાખવામાં આવશે.

૧૫ દરેક મેમ્બરને કાયદાની ૧ નકલ આપવામાં આવશે.

---

જેહાંગીર બેજનજી કરાણીનાં પ્રગટ કરેલાં

## નામાં અને વારતાનાં પુસ્તકો.

**ફ્રામરજ નામુ-બન્ને વાલમો સાથે**—૨૭૮ સફાનું મોટું પુસ્તક-કીંમત ફક્ત એક રૂપીઓ-પોસ્ટેજ૦)=

**કેરસાસ્પ નામું—બન્ને વાલમો સાથે.**—૪૧૦ સફાનું મોટું પુસ્તક-કીંમત ફક્ત રૂપીઆ બે-પોસ્ટેજ રૂ ૦।

**દારાબ નામું—એક વાલમમાં કમપલીટ.**—૧૨૪ સફાનું મોટું પુસ્તક-કીંમત ફક્ત બાર આના-પોસ્ટેજ૦)¬

**અરદાવીરાફ નામું—વધારા તથા સુધારા સાથે.**—એની સાથે " ગોસ્તે ફ્રયાનો "-" હાદોખ્ત નસ્ક " અને " એકવીસ નસ્ક, " એ ત્રણ કેતાબો વધારા તરીકે આપવામાં આવી છે.—કીંમત ફક્ત રૂ ૧-પોસ્ટેજ ૦)¬

**હાતમ નામું—૧૬ ચીત્રો સાથે.**—૧૮૫ સફાનું મોટું પુસ્તક—કીંમત ફકત રૂ ૦ાા, પોસ્ટેજ ૦)¬

**ચત્રિકા નામું** અથવા **ચીનના શાહનશાહ.**—અને મગરેબની શાહનશાહજાદીનો કીસ્સો.—ભેદી સવાલો સાથની વારતાનું પુસ્તક—કીંમત ફકત બાર આના, પોસ્ટેજ )¬

**લોક કથા—૨૧ વાર્તાનો મોટો સંગ્રહ.**—જાણીતા સાહેર મી૰ રૂસ્તમ બરાનીની કલમથી લખાયલું ૨૪૦ સફાનું મોટું પુસ્તક—કીંમત ફકત રૂ ૧, પોસ્ટેજ ૦)¬

**રજપૂત વીરરસ કથા—પુસ્તક બીજું.**—મી૰ રૂસ્તમ બરાનીની જાણીતી કલમથી રચાયલી છ મોટી રજપૂત નાવેલોનો સંગ્રહ—કીંમત રૂ ૧, પોસ્ટેજ ૦)¬

**રાજવીર કથા—૨૦ વાર્તાનો મોટો સંગ્રહ**—૨૯૬ સફાનું મોટું પુસ્તક—કીંમત રૂ ૧ાા, પોસ્ટેજ ૦)¬

**ગુલેસ્તાનનો ગુજરાતી તરજુમો.**—આઠ બાબનો તરજુમો નોટસ સાથે કરનાર મી૰ કાવસજી દીનશાહજી કીઆસના. કીંમત ફકત રૂ ૧, પોસ્ટેજ ૦)¬ાા

જેહાંગીર બેજનજી કરાણીનાં પ્રગટ કરેલાં
**વાંચવા તથા રાખવા લાયક પુસ્તકો.**

**અરેબીઅન કીસ્સા–રચનાર મી૦ રૂસ્તમ ઇરાંની.** અરેબીઅન નાઇટ્સ અને ટેલ્સ ઉપરથી રચેલી મોટી વારતા. કીંમત રૂપીઓ એક, પોસ્ટેજ )—

**ઉપકાર કે અપકાર ? અથવા જાની મીતરે બેજાન કીધો.**—તથા **અનલરાય અને લાલબા.**–૭૨ સફાનું મોટુ પુસ્તક–કીંમત બન્ને નાટકની ચાર આના–પોસ્ટેજ.)—

**બાગો બહાર અથવા ચાર દરવેશ.**—ચીત્રો સાથે, ૨૩૫ સફાનું મોટું પુસ્તક.—કીંમત રૂ ૧ા, પોસ્ટેજ૦)—

**ખુલાસે જાદુ—૨૫૦ ખેલોનો મોટો સંગ્રહ.**—૨૧૩ સફાનો મોટો ગ્રંથ–કીંમત ફક્ત રૂ. એક.–પોસ્ટેજ૦)—

**જીંદગી જોગવવાની જુગતી—ઘણી સસતી આવૃત્તી.** કીંમત, કપડાના પુઠાની રૂ. સવા—કાગજના પુઠાના બાર આના, પોસ્ટેજ)— કુટુંબો તથા નિશાળો માટે જીંદગી અને સંસાર સંબંધી પુરાતમ નીતી ઉપદેશો.

આ પુસ્તક પ્રથમ ટિબેટ દેશના ધર્મગુરૂના હાથથી લખેલી પોથી ઉપરથી એક ચીનાઇ ફીલસુફે ચીનાઇ ભાષામાં રચ્યું હતું અને તેના અંગ્રેજી તરજુમાં ઉપરથી ગુજરાતીમાં મી૦ ડોસાભાઇ ફરાંમજી રાંદેલીઆએ આ કેતાબ રચીછે, જેની તારીફ આખા દેશી છાપાએ કીધીછે.

**દરેક માણસનો વૈદ અથવા દરદીનો દોસ્ત.**—૩૫૦ સફાની સસતી વૈદક પોથી–કીંમત રૂ ૧ા–પોસ્ટેજ ૦)=

**પારસી લોકોના ધારા–ઇગ્રેજી તથા ગુજરાતીમા.**–જેમાં લગન તથા તલાક બાબેનો સન ૧૮૫૫ નો ધારો, જંગમ મીલકત બાબેનો ધારો અને વારસા હીસા બાબેનો ધારો મલી ત્રણ પારસીઓના સંપૂર્ણ ધારાઓ અસલ ઇગ્રેજીમાં તથા તેના ગુજરાતી તરજુમા તથા સરેહ સાથે સમાવેલાં છે. કીંમત રૂ ૦ાા—પોસ્ટેજ ૦)—